# વૈષ્ણવ સંપ્રદાય : પ્રારંભ અને પરંપરા

## એક ઐતિહાસિક વિવેચન

લેખક
મિત્રમહેશ આર્ય

1988

પ્રકાશક
**આર્યસમાજ**
શ્રદ્ધાનંદ ભવન, શાહપુર,
અમદાવાદ

ગુજરાત આર્યસમાજનું માહિતી સભર માસિક
'આર્યસમાજ પત્રિકા'ની ભેટ

શ્રીવલ્લભાચાર્યની પાંચમી જન્મ શતાબ્દી નિમિત્તે આલોચના

# વૈષ્ણવ સંપ્રદાય : પ્રારંભ અને પરંપરા

## એક ઐતિહાસિક વિવેચન

લેખક :
મિત્રમહેશ આર્ય

આર્યસમાજ પ્રકાશન

પ્રકાશક :
આર્યસમાજ
શ્રદ્ધાનંદ ભવન : શાહપુર
અમદાવાદ-૩૮૦ ૦૦૧.

શ્રીકૃષ્ણ જન્માષ્ટમી
શ્રાવણી આઠમ વિ. સંવત-૨૦૪૪
તા. ૩ સપ્ટેમ્બર ૧૯૮૮ મૂલ્ય : રૂા. પાંચ

મુદ્રક : નંદની પ્રિન્ટર્સ, રાણીપ, અમદાવાદ,

# સમર્પણ

પ્રગતિશીલ આધુનિક ભારતનું નિર્માણ બ્રિટિશ
ગુલામીને ફગાવી દેવા સિવાય અસંભવ હતું ત્યારે
જંગલી સમાજજીવનમાં જકડી રાખનારા તમામ
સાંપ્રદાયિક, કહેવાતા ધર્મોના હળાહળ ઝેર
જેવાં પાયા તોડી નાખી
ભારતીય પ્રજાને ધાર્મિક ગુલામી અને જંગલિયતથી
મુક્તિ અપાવવા માટે
સર્વ પ્રથમ વિશ્વજનિન વૈજ્ઞાનિક વ્યવસ્થિત
તર્કબદ્ધ વિચાર આપનાર
**સ્વામી દયાનંદ સરસ્વતી**
ને 'મુંબઈ પ્રાન્ત'માં આમંત્રણ આપી
ભારતીય નવજાગરણ
અને સાંપ્રદાયિક ભારતની સમાપ્તિ કરવા
ઐતિહાસિક નિમિત્ત બનતા પહેલાં
આ પ્રાંતમાં ગોકુળીયા ગુંસાઈ અને
વલ્લભકુળની ઈશ્વરીય ગુલામીથી મુક્તિ અપાવવા,
એવાં તમામ પાખંડો વિરૂદ્ધ વર્ષોના સંઘર્ષ અને
જુલમ સહનારા
**ગુજરાતી ગદ્યના પિતા કવિ નર્મદ**
**કરસનદાસ મૂળજી**
**કચ્છના નરવીર પંડિત સેવકલાલ કરસનદાસ**
**લીલાધર હરિદાસ ભાટીયા અને**
**સુંદરદાસ ધરમશી ભાટીયા**
**ની પ્રેરણાસ્પદ પવિત્ર યાદોને**
**લોહિયાળ–આંસુભીની આંખે......**

# પ્રસ્તાવના

મહર્ષિ દયાનંદ દ્વારા આર્યસમાજના પ્રારંભિક ૨૮ ઉપનિયમોમાં સૂચિત માસિકપત્ર 'આર્યપ્રકાશ' ના ઈ. સ. ૧૯૭૭ના અંકોમાં શ્રી મિત્રમહેશ આર્ય દ્વારા 'વલ્લભાચાર્યની પાંચમી જન્મ શતાબ્દી નિમિત્તે...' લેખમાળા શરુ થઈ હતી. વલ્લભાચાર્યની પાંચમી શતાબ્દીના ઢોલનગારા વગાડવાના સમયે જ, શ્રીમતિ ઇન્દિરા ગાંધીના કટોકટી શાસન દરમ્યાન વલ્લભવંશના ઈશ્વરીય ગુરુમહારાજો અમદાવાદમાં આવકવેરાના દરોડા દરમ્યાન અચાનક ઝડપાઈ ગયાં હતાં અને દેશભરમાં આ દરોડાની વિગતોએ ભારે ચકચાર જગાવી હતી. આ સમયે ઈશ્વરીય સંતાનોને બચાવવા જાણીતા વિદ્વાન પદ્મશ્રી કે. કા. શાસ્ત્રીએ ભારે રાજકીય પ્રયાસો કરી મહારાજોને બચાવી લીધા હતાં, આ દરમ્યાન તેઓએ દૈનિક 'સંદેશ'માં પ્રાસંગિક નિવેદન પ્રકાશિત કર્યું હતું. એ પ્રાસંગિકની યથાર્થતાને ઐતિહાસિક વિગતો સાથે શ્રી મિત્રમહેશ આર્યએ 'આર્યપ્રકાશ' માં પડકારી હતી પરંતુ આર્યપ્રકાશના તંત્રી ઉપર દબાણ થતાં એ લેખમાળાનું પ્રકાશન અટકાવી દેવાયું હતું.

હાલમાં સાંપ્રદાયિક વિચારધારાઓના ઝેરીકચરાને બનાવટ ભરી ઐતિહાસિક મુલવણી કરવાના સિદ્ધાંતના ઓઠા નીચે છુપાવી દેવામાં આવ્યો છે. પ્રાચીન વૈદિક–વૈજ્ઞાનિક પરંપરાને ખતમ કરી ઊભા થયેલા હિન્દુ કહેવડાવતા સંપ્રદાયો વૈચારિક બનાવટ સિવાય કંઈ જ નથી.

દહેગામના વૈષ્ણવી કલાનિધિ મહારાજનો વાસનાકાંડ તેમ જ સ્વામી અગ્નિવેશ દ્વારા વૈષ્ણવ તીર્થનાથદ્વારા મંદિરમાં હરિજન પ્રવેશની માનવતા ભરી માંગણીના બનાવો જ્યારે બની રહ્યાં છે, ત્યારે વર્તમાન સાથે ભૂતકાળના અંધકારભર્યાં ઇતિહાસનું એક પાનું ઉલ્ટાવશો...

શ્રદ્ધાનંદ ભવન, શાહપુર
અમદાવાદ
તા. ૩–૯–૧૯૮૮

–શરદચંદ્ર ચ. આર્ય
મંત્રી
આર્યસમાજ,

# ભૂમિકા

મધ્યકાળમા ગુજરાત અને ઉત્તર ભારતમાં મોટી સામાજીક અને ધાર્મિક અસરો ઉભી કરનાર વૈષ્ણવ સંપ્રદાય આજે આધુનિક યુગમાં પોતાને વિજ્ઞાન સંમત કહી રાજકીય સાંપ્રદાયિક બળ તરીકે ઉભા થવા ધમપછાડા કરી રહ્યાં છે.

કહેવાતું પુનરૂત્થાન કરવાના વર્તમાન વિશ્વ પ્રવાહોમાં રૂઢ-પરંપરાગત ધર્મ અને સંપ્રદાયોની દોડ અચાનક આપોઆપ ખતમ થઈ જશે કેમકે, માનસ કલ્પનાઓથી સર્જાયેલાં 'વાદ' આંધળુ ભવિષ્ય ધરાવે છે. જ્યારે તેઓના કહેવાતાં ઉજ્જવલ ભૂતકાળના અંધકારમય ઇતિહાસને ઉખેડતાં કાદવ સિવાય કાંઈજ હાથ આવતું નથી.

શ્રી કૃષ્ણની "ભગવાન" ભક્તિ, સખીભાવ–રાધાભાવ, પ્રેમભાવ અને તન મન ધનનો સમર્પણ ભાવ તથા રામલીલા વડે ભેળસેળનો જે શંભુમેળો રચાયો હતો તેણે આજના ગુજરાતમાં એક નકલી ધર્મ–સંપ્રદાય પરંપરા, ભોગવાદ, વ્યભિચાર, ઢોંગ–ધતિંગ અને પાખંડ ફેલાવ્યું છે. એક નકલી અને રાસ ગરબામાં રાચતો વ્યંઢળ સમાજ ઉભો કર્યો છે. દેશભરમાં આજે પણ ધર્માડંબરથી અર્થ–કામ સત્તા બની બેસેલાં આ સંપ્રદાયોનો આંતરિક કાયાપલટો કે પુનરુત્થાન ઢોંગ સિવાય કંઈજ નથી. તેના ભૂતકાળ અને પરંપરાનું એક વિશદ અધ્યયન અત્રે પ્રસ્તુત છે.

આર્ય સમાજ : —મિત્રમહેશ 'આર્ય'
શ્રદ્ધાનંદ ભવન, શાહપુર, અમદાવાદ.

---

# ઈશ્વરીય જ્ઞાનનો આરંભ થાય છે...

(રાધા, કે) જેના ખોળામાં આરામ કરી રહેલાં શ્રી કૃષ્ણચંદ્ર પોતાના શાશ્વત વિહાર સ્થાન ગોલોકને પણ યાદ સુદ્ધાં નથી કરતાં! શ્રીરાસ મંડળમાં જેમની રાસક્રીડા જોઈને ચંદ્રમાં અને નગ્ન થઈ ગયેલી દેવ પત્નીઓને પોતાના શરીરનું પણ ભાન નથી રહેતું ! !

(અથર્વવેદીય શ્રીરાધિકા તાપનિયોપનિષદ ૮–૯)

શ્રી કૃષ્ણના રાસની કામ (સંભોગ) ક્રીડા જોઈ દેવતાઓની પત્નીઓ પણ કામ પીડિત થઈ (તેમની રજ છુટી જતાં પલળી) ગઈ, કૃષ્ણએ પ્રત્યેક ગોપીઓ જેટલા રુપ ધારણ કરી (તેમની સાથે) સંભોગ કર્યો, પછી થાકી ગયેલી ગોપીઓનો પરસેવો હળવેકથી લુછી નાંખ્યો ! ! !

(શ્રીમદ્ ભાગવત પુરાણ ૧૦/૩૩)

રાધા અને કૃષ્ણ વચ્ચે સંભોગ યુદ્ધ થરુ થયું ત્યારે રાધિકાએ તેમાં વિજય મેળવવા કૃષ્ણની ઉપર ચઢી જઈ થોડા સમય સુધી વિપરીત સંભોગ કર્યો, પરંતુ જાંઘો અટકાઈ જઈ હાથ ઢીલા પડી છાતીઓ ધડકવા લાગી, આંખો બંધ થઈ ગઈ. સ્ત્રીઓમાં પુરૂષાતન ક્યાંથી આવી શકે? (ગીત ગોવિંદ. સર્ગ–૧૨) વાળ વિખરાઈ ગયા છે, મુખ ઉપર મુખ મંડાયું છે 'ચંદ્રને વાદળોએ ઢાંકી દીધો છે,' કાનના કુંડળ ખખડવાં લાગ્યા અને 'તિલક' પરસેવામા ભુંસાઈ ગયું છે... વિપરીત સંભોગમાં એને મુકવામાં આવે તો બ્રહ્મા, વિષ્ણુ અને શિવ સાથે મળીને પણ હંફાવી શકે તેમ નથી. કંગન ખણખણાટ ખખડે છે, ખણખણાટ અને ધનધનાટ થઈ રહ્યો છે. સંભોગ યુદ્ધમાં કામદેવે હાર માની છે. જીતના નગારા વાગી રહ્યાં છે; અચાનક, અવાજ કરતી મોટી જાંઘોએ થોડા સમય સુધી પોતાની લડાઈ બંધ કરી. અને, વિદ્યાપતિએ રાસ ગાયો કે, 'ગંગા–યમુના એક બીજામાં સમાઈ ગઈ (વિદ્યાપતિ) ત્યારે, 'ઘણો વ્યભિચાર અને અનીતિ થાય છે. કેટલાંક પુરુષો વ્યભિચારની મતલબથી વર્ણાગીમાં આવે છે. કેટલીક સ્ત્રીઓ એના કરતા જરાએ બીજી મતલબ ધરાવતી નથી. એ મતલબ હાંસલ કરવાને કોઈ સ્ત્રી પુરુષ તબેલામાં પેસે છે; કોઈ લોક ગલીકુંચી શોધે છે; કોઈએ પોતાના લાગતા વળગતાઓ સાથે મનસુબો કરી રાખ્યો હોય તેના ઘરમાં ચડી જાય છે, અને કોઈ લોકો મેદાનની એકાંત જગે અનીતિ કરતાં માલમ પડે છે.

(કરસનદાસ મુળજી સુ. બોધ, ઇ.સ. ૧૮૬૧) હવે?... આગળ વાંચો !

# વૈષ્ણવ સંપ્રદાય : પ્રારંભ અને પરંપરા

# એક ઐતિહાસિક વિવેચન

## ઇશ્વરીય પ્રારંભથી અંત સુધીની ભૂમિકા :

પરમ વૈષ્ણવ ધર્મગ્રંથ ભાગવત મહાપુરાણના દશમસ્કંધમાં દ્વાપરયુગની કથા છે. કંસનગરી મથુરાના રસ્તા ઉપર અચાનક કુબ્જા નામે એક વાંકાચુંકા અંગવાળી સ્ત્રી સાથે શ્રીકૃષ્ણ અને બલરામની મુલાકાત થઇ. ભગવાનશ્રી એ પરમ અનુગ્રહ કરી જાહેર રસ્તા ઉપર તેના પગ ઉપર પગ મુકી હડપચીમા બે આંગળી ભરાવી સ્હેજ ઉંચાણ કરતાંજ એ સપ્રમાણ શરીર સાથે વિશાળ કમર અને મોટા સ્તનો-વાળી સુંદર યુવતી બની ગઈ અને શ્રી કૃષ્ણને ચાહવા લાગી.[1] ત્યાર બાદ શ્રીકૃષ્ણજી અર્ધી રાત્રે છુપાઈને તેના ઘરે પહોંચ્યા અને તેને ઊંઘમાંથી જગાડીને કહ્યું,હે સુંદરી તું પૂર્વ જન્મમાં રાવણની બહેન સૂર્પણખા હતી અને મને મેળવવા માટે મોટું તપ (કરી નાખી રામાયણનું સર્જન) કર્યું હતું. હવે આ કૃષ્ણ જન્મમાં આપણો સંયોગ થયો છે. તું મને તારા શૃગાર (સંભોગ કરવાના અંગનું) દાન કર, એમ કહી તેને (સંભોગ માટે) ઉત્તેજીત કરી નગ્ન બનાવી સખત સંભોગની લીલા કરી.[2]

ઈ.સ. ૧૯૨૭મા થયેલાં 'પોલ કેસ' મુજબ મહાત્માગાંધીના સાથી-દાર પ્રવાસીપાગલે પોતાની 'પોલ' પત્રિકામાં વૈશ્વાનર વંશ પરંપરા ધરાવતા ગોસ્વામી શ્રીદેવકીનંદનાચાર્યના મૃત્યુ પછી તેમનું જીવન ચરિત્ર પ્રકાશિત કર્યું હતું. દેવકીનંદનાચાર્યે અનેક લગ્ન કર્યાં હોવા છતા પોતાની એક ભક્ત ભાટીયા સ્ત્રીને પોતાના પુર્વજન્મની મહા-રાણી બનાવી 'તેનું પેટ ફુલાવ્યું હતું.' આ આક્ષેપ તેમના જીવન કાળ દરમ્યાન જ સ્વામી બ્લાકટાનંદ નામના એક સંન્યાસીએ તેના ચર્ચાસ્પદ પુસ્તકમાં કર્યો હતો તે સંદર્ભ 'પોલ પત્રિકા'માં પુનઃ પ્રકાશન થતાં બદનક્ષી કેસ થયો હતો.[3]

અમદાવાદ નજીક દહેગામમાં વલ્લભાચાર્ય પ્રણિત પુષ્ટિમાર્ગના એક ધર્માચાર્ય, ગુંસાઈજી મહારાજ શ્રીકલાનિધિએ પોતાના સંપ્રદાયના અનુયાયી એવાં એક અતિ ધનવાન મિલમાલિક પરિવારની, ઉચ્ચ શિક્ષણ મેળવેલી ખુબસુરત નવયુવાન સ્ત્રીને પોતાના 'આગલા જન્મની સહચરી' હોવાના દિવ્ય બ્રહ્મસંબંધનો એકરાર કરી તેના તન–મનનું સમર્પણ કરાવ્યું હતું. આ સંભોગલીલા ઘડપણ સુધી ચાલ્યા કરત પરંતુ સાક્ષાત્ ભગવાનની વૈશ્વાનર–અગ્નિ વંશ પરંપરા ધરાવતા આ વૈષ્ણવાચાર્યએ પોતાના આગલા ભવની પત્નીમાં તેના આ જન્મનો બનતાં બની ગયેલો પતિ લંપટ અને દુરાચારી હોવાનો વહેમ સરળતાથી ઉભો કર્યો. પોતાના જન્મજન્માંતરના દિવ્ય પ્રેમીને તન મનનું સર્વસ્વ સમર્પણ કરનાર એ સ્ત્રી પોતાના વર્તમાન પતિ પ્રત્યે બેદરકાર બની, અને નફરત કરવા લાગી, પરંતુ તેના બુદ્ધિશાળી પતિએ તેને સમજાવી પટાવી ગુંસાઈ મહારાજ સાથેના તેના દિવ્ય સંબંધ જાણી લઈ; મહારાજને પોતાના બંગલામાં પધરામણી કરાવી અને વિડિયો કેમેરામાં જન્મ જન્માંતરના આ દિવ્ય પ્રેમીઓની સંભોગ-લીલાની ફિલ્મ ઉતારી લીધી. એ વૈષ્ણવાચાર્યની આગલા ભવની આવી વહુજીઓ મોટી સંખ્યામાં હોવાનું કહેવાય છે. એવાં આક્ષેપમાં તથ્ય રહેલું છે.

તા. ૫ ફેબ્રુ. ૧૯૮૮ ના રોજ આ વૈષ્ણવાચાર્યના વૈભવશાળી નિવાસ સ્થાન ઉપર ગુજરાત–રાજસ્થાનના પ્રાદેશિક વિભાગ સંભાળતા ઈન્કમટેક્ષના સમક્ષ અધિકારીઓએ અભૂતપૂર્વ દરોડો પાડી લાખો રૂપિયાનું ગેરકાનૂની નાણું, ઝવેરાત,તથા ભોગવિલાસના અત્યાધુનિક સાધનો સહિત અપરંપાર ચીજ વસ્તુઓ કબ્જે લઈ કેન્દ્ર સરકારના એ વિભાગે વર્તમાન પત્રો માટે એક નિવેદન જાહેર કર્યું હતું. એ નિવેદન મુજબ કલાનિધિ ગુંસાઈ મહારાજના નિવાસ સ્થાનનું 'દિવ્ય' વાતાવરણ છેલ્લામાં છેલ્લી પશ્ચિમી ઢબને પણ ઝાંખી પાડી દે તેવું વિલાસી અને આધુનિક રંગ ઢંગથી ભરપૂર તેમજ આધ્યાત્મિકતાથી શૂન્ય હતું.[4]

ઈ.સ. ૧૯૭૬ માં શ્રીમતિ ઈન્દિરા ગાંધીના શાસનકાળ દરમ્યાન આંતરિક કટોકટી (ઈમરજન્સી)ના સમયે દેશભરમાં ભ્રષ્ટાચારીઓ વિરુદ્ધ કાળા નાણાં પકડવાની ઝુંબેશ શરૂ થઈ હતી ત્યારે જયપુરથી અમદાવાદ આવેલા કસ્ટમખાતાના પ્રાદેશિક વિભાગ તરફથી ડોસીવાડ પોળમાં આવેલ નટવરલાલ હવેલી તથા અસારવા મહાપ્રભુની બેઠકવાળી હવેલીમાં દરોડા પડયા હતાં,ત્યારે પણ લાખો રૂપિયાનું ઝવેરાત અને મુર્તિઓ સહિત ભક્તાણીઓ સાથે સંભોગલીલાના ફોટોગ્રાફ્સ, ઉત્તેજક પ્રેમપત્રો, રત્નજડિત એસિયર્સ અને પ્રતિબંધિત બિભત્સ ચિત્રો પણ મળી આવ્યા હતાં.

એ બનાવથી દેશભરમાં ઉભી થયેલ વ્યાપક આલોચના અને ખાસ કરીને ગુજરાતમાંના વિરોધીઓને શાંત પાડવા માટે ભાષા–સાહિત્ય–વ્યાકરણ–ઈતિહાસ–પુરાતત્ત્વ અને પુષ્ટિપંથના જાણીતા વિદ્વાન, ભારત સરકાર દ્વારા સમ્માનિત, પદ્મશ્રી કે.કા.શાસ્ત્રીએ તા. ૧૬ ડિસે. ૧૯૭૬ના રોજ અમદાવાદના દૈનિક સંદેશમાં પ્રાસંગિક નોંધ લખી વિરોધ વ્યક્ત કરી આખરે રાજકિય કુનેહથી એ સંભોગવીર જાહેર થયેલાં મહારાજને બચાવી લીધાં હતાં.

શ્રી કે. કા. શાસ્ત્રી, વૈષ્ણવ આગેવાનો અને બીજા ધર્માચાર્યોએ હિન્દુએકતા અથવા પૌરાણિક સાંસ્કૃતિક ઉત્થાનના ઓઠા નીચે ધર્મના નામે ચાલી રહેલાં દુરાચાર ગુપ્ત રહે, અને ઐતિહાસિક રીતે એવી હકિકતો કે સંદર્ભ ન ચર્ચાય જેથી એવી બાબતો જાહેરમાં ન આવે અને અંધારામાં જ રહે તેવી વ્યાપક યોજનાના ભાગરુપે જે તે સંપ્રદાય દ્વારા ચળવળો શરૂ કરાવી. તેના એક ભાગરૂપે ૧૯૮૩ માં 'નર્મદનો જમાનો' પાઠ ધોરણ ૧૦ ના અભ્યાસક્રમથી દુર કરવાનો નિર્ણય લેવા ગુજરાત સરકાર ઉપર ભારે દબાણ કરી આંતરરાષ્ટ્રિય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પરિષદે ઈતિહાસના ભોગે પણ સફળતા મેળવી હતી[5]. આ સાથે સાંપ્રદાયિક દૃષ્ટિકોણથી નરસિંહ મહેતાના કાવ્યો તથા વલ્લભાચાર્યનું જીવન ચરિત્ર પાઠય પુસ્તકોમાં દાખલ કરવા ૧૯૮૩ માં ભાવિ કાર્યક્રમ જાહેર કર્યો હતો,[6] પરંતુ

ભાગવત કે બ્રહ્મવૈવર્ત પુરાણમાં આવેલી વૈષ્ણવ સંપ્રદાયના પાયાની સંભોગલીલા કથાઓ અથવા ગીતગોવિંદમાં જયદેવે બનાવેલા સંભોગ-કાવ્યો પણ પાઠ્યપુસ્તકોમાં ચાલુ કરવા જોઈએ એવી ઝુંબેશ ચલાવ-વાનું ભક્ત હૃદયોને સુઝતું નથી. (ભગવાનની એટલી 'કૃપાલીલા' ઓછી હશે !)

ઈ.સ. ૧૯૨૭, ૧૯૮૩ કે ૧૯૮૮ના બનાવો કે ઘટનાઓનો તાગ મેળવવા આપણે ૧૯૮૩ ના બનાવને લક્ષ્યમાં લેવો પડશે. અને કે.કા. શાસ્ત્રીનો ૧૯૭૬ નો બચાવ પણ ધ્યાનમાં રાખવો પડશે. એવું શું હશે, જેથી શુદ્ધ ઐતિહાસિક ઘટનાઓનો પણ વિરોધ કરવો પડે ? અથવા માનવજીવન અને સમાજ રચનાના પાયાના મુળ જેવી નૈતિક બાબતો વિરૂદ્ધ પારકી સ્ત્રીઓને ધર્મના નામે ભોળવી ભોગવિલાસ કરતાં ધર્માચાર્યોનો લુખ્ખો બચાવ કરવો પડે ?

ભારતમાં ધાર્મિક લાગણી દુભાવાનો પ્રશ્ન મોટા પાયે ઊભો થાય તો હિન્દુ ધર્મના તમામ સંપ્રદાયોના તમામ ધર્મગ્રંથો ઉપર પ્રતિબંધ મુકવો પડે !

અશ્લીલતા વિષે જોઈએ તો વૈષ્ણવી ભાગવત મહાપુરાણમાં વ્યભિચાર ફેલાવતી નાલાયકી અને લુચ્ચાઈ ભરેલી કૃષ્ણ સંભોગ-કથાઓ ઉપર માનવ સમાજને ભયરૂપ યૌનમનોવિકૃતિ જાહેર કરી તેના પ્રકાશન કે કથા કરવા ઉપર પ્રતિબંધ મુકવો પડે !

ધાર્મિક કથા વાર્તાઓ અને મુર્તિપૂજાના પ્રારંભ સાથે દેશ-ભરમાં વ્યર્થ ભજન, કિર્તન અને મુર્ખતાભરી કથાવાર્તાઓનું પ્રસ-રણ કરતો એક મોટો પરોપજીવી વર્ગ અસ્તિત્ત્વમાં આવ્યો છે. ભક્તિના નામે ભોગવિલાસ અને ધન સંગ્રહ કરતા એ સાંપ્રદાયિક ગુરુઓ સમગ્ર હિન્દુ જનતાને કોઈ વિશેષ માર્ગદર્શન આપી શકયા નથી. ભક્તિ-સંપ્રદાયોના યુગમાં પૌરાણિક ભારત પરદેશી શાસકો, પ્રજાઓ અને વિજેતા ધર્મોનુ હંમેશાં ગુલામ બન્યું હતું.

ભારતીય ધર્મપરંપરાના મુળમાં વૈદિકધર્મ-પરંપરાનો ઈતિ-હાસ રહેલો છે. વેદોક્ત યુગવેદોના પ્રારંભથી મહાભારત સુધી

ગણવામાં આવે છે. વૈદિકધર્મની પરંપરા મુજબ માનવજીવનના આધારરૂપ આશ્રમ પ્રણાલીમાં 'જ્ઞાન' તેમજ 'ધર્મ' માટે વિદ્યાધ્યયન, 'અર્થ' અને 'કામ' માટે ગૃહસ્થ જીવન તથા અંતમાં નિવૃત્તિ, લઈ પુનઃ અધ્યયન (વાનપ્રસ્થ) કરી સમાજ જીવનની કલ્યાણ ભાવના અને સુદઢતા માટે વિદ્યાદાન (અધ્યાપન) કરી પરમ આંતરિક શાંતિ માટે સન્યાસી ભાવનાનો છે. મહાભારત પછી પૌરાણિક કાળમાં અર્થ અને કામલાલસાથી આશ્રમ વ્યવસ્થા અને પરંપરા વિરુદ્ધ વર્તન થવા લાગ્યું. મુસલમાનોના ભારત ઉપર હુમલો કરી ભયાનક ધર્મ પરિવર્તન, કત્લેઆમ અને તોડફોડના સમય પહેલાં દેશમાં ઠીક ઠીક શાંતિ હતી પરંતુ નિવૃત્તિ માર્ગ–સન્યાસના નામે શૈવ અને વામમાર્ગના સંપ્રદાય તથા પરંપરાઓએ વ્યભિચાર ફેલાવી વાતાવરણ બગાડી નાખ્યું હતું. બૌદ્ધ અને જૈન અલગ પડ્યા ત્યારે આદિ શંકરાચાર્યજીએ પ્રાચીન વેદોક્ત ધર્મપરંપરા પુનઃ પ્રારંભ કરવા પ્રયત્ન કર્યા. પરંતુ તેઓની હત્યાનું ષડયંત્ર સફળ થયું અને પ્રત્યેક ક્ષેત્રની ભયાનક અંધાધુંધી દરમ્યાન વેદોક્ત પરંપરાથી ઉલટો ચીલો પાડી વૈષ્ણવ મતનો પ્રારંભ થયો હતો. વેદકાળ પછી પૌરાણિક યુગમાં પ્રત્યેક સંપ્રદાય પોતાને વૈદિક પરંપરા અનુસાર અથવા કેટલાંક સિદ્ધાંતો ઉભા કરી તેનો વ્યાપક પ્રચાર કરી જનજીવન ઉપર કબજો જમાવવા પ્રયત્ન કરતા હતાં.

પારસમણિ કહેવાતા આપણાં દેશમાં વૈદિકકાળ પછી તમામ સંપ્રદાયો અથવા કહેવાતા ધર્મપંથો પોતાના અનુયાયીઓને ભોળવી દાનધરમના નામે પૈસા લુંટી, ખરીખોટી વાતો–કથાઓ, ઉપજાવી કાઢી, ગુરુઓની માનસિક ગુલામ બનાવી, વિશાળ મંદિરો અને વ્યર્થ પૂજા–અર્ચન કરવા સિવાય કંઈજ કર્યું નથી.

મદ્રાસ પ્રાંતના વિષ્ણુ સ્વામીએ ઈ.સ. ના ત્રીજા સૈકામાં વૈષ્ણવ મતનો પ્રારંભ કર્યો હતો. તેમના બીજા આચાર્ય રામાનુજ મદ્રાસી બ્રાહ્મણ હતાં. તેમણે પણ પ્રસ્થાનત્રયીનો સહારો લીધો હતો. વૈષ્ણવોના ત્રીજા આચાર્ય નિમ્બાર્કસ્વામી પણ દક્ષિણના હતાં અને હૈદ્રાબાદના બિદરમાં તેમનો જન્મ થયો હતો.

દક્ષિણમાં બ્રાહ્મણોના સખત અત્યારથી મુક્તિ મેળવવા માટે શુદ્રવર્ગના શઠકોપાચાર્યએ એલેકઝાંડ્રિયાના વિદ્યાલયમાં અભ્યાસ કરી આચાર્ય થયેલા આરબ બ્રાહ્મણ યવનાચાર્યનો સહકાર મેળવ્યો, અને સ્માર્તોથી અલગ થઈ બૌદ્ધ અને પૌરાણિક, માન્યતાઓ ભેળવી વૈષ્ણવ સંપ્રદાયનો પાયો તૈયાર કર્યો હતો.[7] આ અંગે ભાગવત પુરાણનાં અધ્યાય ૧/૪૮ મુજબ 'उत्पन्ना द्राविडे साह वृद्धि कर्णाटके गता । क्वचित क्वचित् महाराष्ट्रे गुर्जरे जिर्णतागता' અર્થાત્, દક્ષિણ પ્રદેશમાં પ્રારંભ થઈ કર્ણાટકમાં ફેલાવો થયો, થોડો ઘણો મહારાષ્ટ્રમાં અને ગુજરાતમાં આવી (જીર્ણ થઈ) રોકાયો.

વૈષ્ણવોનાં એ ત્રણ સંપ્રદાયો દ્વૈતવાદ, દ્વૈતાદ્વૈત અને વિશિષ્ટાદ્વૈત તરીકે ઓળખાયાં. ચંપારણ્યમાં ઈ. સ. ૧૪૭૯ માં જન્મેલા, વલ્લભાચાર્ય દ્વારા શુદ્ધાદ્વૈતવાદ તરીકે વૈષ્ણવ સંપ્રદાયનો ચોથો ફિરકો પુષ્ટિમાર્ગ તરીકે અસ્તિત્ત્વમાં આવ્યો હતો.

તેમણે ૮૪ શિષ્યો કર્યાં હતાં અને પોતાના પિતાની જેમ સન્યાસી થઈ ફરીથી લગ્ન કરવા બદલ બહિષ્કાર પામ્યા હતાં, જેથી પોતાનો નવીન સંપ્રદાય બનાવી પોતાના વંશને રાજા રજવાડાની જેમ ગાદીપતિ તરીકે જાહેર કર્યો હતો.

એ જમાનામાં ભોગવિલાસ ફેલાયો હતો તેથી તેમણે બાળકૃષ્ણલીલા દ્વારા પ્રેમભક્તિનો પ્રચાર કરી એ રીતે પણ લોકોને ભક્તિ તરફ વાળ્યા હતાં, તેવો પણ ઇતિહાસકારોનો મત છે, પરંતુ તેમના પુત્ર વિઠ્ઠલનાથે શિષ્યો બનાવી શૃંગાર રસથી ભરપુર ભજન કિર્તનો બનાવડાવી મંદિરોનો ઠાઠમાઠ વધાર્યો અને વ્રજ, કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, મહારાષ્ટ્ર, મેવાડ અને મારવાડમાં ફરી, પ્રચાર કરી ૨૫૨ શિષ્યો બનાવ્યાં. શાહજહાંના વખતમાં મથુરા ઉપર હુમલો થતાં તેમના વંશજો નાથદ્વારા, કાંકરોલી, કોટા, જયપુર, ગોકુળ, સુરત, અને અમદાવાદ વગેરે સ્થળોએ ભાગી છુટયા હતાં અને મંદિરોમાં રાસલીલા ભજવી શુષ્ક જનજીવનને આકર્ષિત કરી મુર્તિને પ્રસાદ ધરાવી વહેંચવાની ક્રિયા શરૂ કરી. ફક્ત ભક્તિ અને પ્રસાદથી મોક્ષ

મળે છે તેવું વાતાવરણ ઘડી સંપ્રદાયનો ફેલાવો કર્યો.'[8]

ભાટીયા, લુહાણા, વણિક. સોની, સુથાર, કણબી (પટેલ), કાછીયા, લુહાર અને ક્ષત્રિય વર્ગની જ્ઞાતિઓ તેમની અનુયાયી બની હતી.[9]

વલ્લભકુળમાં પાછળથી ફાંટા પડતા છ ગાદી વાળાઓ કંકુનું ઉભું તિલક કરે છે. અને ગોકુળનાથની સાતમી ગાદીવાળા ફક્ત બે ઉભી લીટીઓ કરે છે. આ વિભાગમાં બહાદુરપુરી અને ભરૂચી (ગુજરાતના) એવા બે ફાંટા પડી ગયા હતાં. ભરૂચી પંથવાળા માસિક ધર્મમાં આવેલી સ્ત્રી (સાથે યૌન સંબંધ કરવાની) આભડછેટ [સરખાવો, "રાધાએ કૃષ્ણને (મહેણું મારતા) કહ્યું, તેં કપિલા (વાંદરા જેવી) ઘરડી, કામવંતી (સેક્સી) ક્ષાત્રાણી, વાંઝીયણ, વધારાના અંગવાળી (કુબડી) અસ્પૃશ્ય (માસિકવાળી સ્ત્રી) સાથે સંભોગ કર્યો હતો,-બ્રહ્મવૈવર્તપુરાણ], મરેલાનું સુતક અને મુર્તિને પણ નથી માનતાં. રાસલીલા અને કામભાવવાળી બાબતોમાં વધુ ભાવના રાખે છે. (છેક ઈ. સ. ૧૯૧૯ માં) સાંભળેલી વાતો મુજબ તેમની આતરિક નીતિ શોચનિય છે.[10]

ગુરુ આજ્ઞાથી જે વૈષ્ણવ પોતાના ઘરે ઠાકોર સેવા કરે છે તેમને મરજાદી અથવા 'સમર્પણી' કહે છે. કેટલાંક પોતાના હાથનું જ રાંધેલું ખાય છે તેમને 'આપનવેદી' કહે છે. જ્યારે મરજાદીઓ, મરજાદી વૈષ્ણવ સિવાય કોઈના પણ હાથનું રાંધેલું ખાતા નથી. ત્રાંબાના વાસણ વાપરે છે અને એ વાસણો ઘર બહાર પણ નથી કાઢતા, અને જ્યારે સૂર્ય કે ચંદ્ર ગ્રહણનો દિવસ હોય ત્યારે જ પાણી ભરવાના વાસણો માજી સાફ કરે છે.[11] મરજાદી સ્ત્રીઓ પોતાના ધણી કે બાળકોને પણ અડકતી નથી અને પતિ સાથે નફરત કરી મહારાજોને સમર્પણ થાય છે. ચાર શતાબ્દીઓ સુધી વલ્લભાચાર્યના ગાદીપતિ વંશવારસો ભોગવિલાસ અને વ્યભિચારમાં ફસાયેલા રહ્યાં હતાં.

કબીર, તુલસી, સૂરદાસ, જેવા હિન્દી ભાષી તથા અખો, શામળ, પ્રીતમ છોટમ, કૃષ્ણરામ, ધીરાભગત, ભોજાભગત, ચીના ભગત, દયારામ, ઋષિરાજ, નૃસિંહદાસ, વલ્લભ કવિ, કેશવ, મસ્તરામ, મણિકાન્ત, કવિ દલપત, નર્મદ, તથા અન્ય અનેક ગુજરાતી કવિઓએ તે સમયની પરંપરા મુજબ પદ્યમાં કાવ્ય રુપે વલ્લભ સંપ્રદાયની છેલ્લી ચાર સદીઓને ઉઘાડી પાડી વિરોધમાં ઘણું લખ્યું હતું.[12]

અંગ્રેજ શાસન વખતે સુધારકિય આંદોલન દરમ્યાન ઈ.સ.૧૮૫૦ પછી દાદાભાઈ નવરોજી દ્વારા સ્થપાયેલાં 'રાસ્ત ગોફતાર' અને ઇ.સ.૧૮૫૫ માં 'સત્ય પ્રકાશ' સામયિક દ્વારા તેમજ અન્ય પત્રો અને ચોપાનિયાઓ અને ભાષણો, લેખો દ્વારા આ સંપ્રદાય વિશે ભારે ઉહાપોહ થયો, તેમજ નવા યુગના વર્તમાનપત્રો, તાર, ટપાલ અને રેલ્વેના કારણે મોટી અસરો ઉભી થઈ. સત્યપ્રકાશમાં મહારાજો વિરુદ્ધના લેખો અંગે ઈ. સ. ૧૭૬૨ માં પ્રસિદ્ધ મહારાજ લાયબલ કેસ થયો અને મહારાજોની સંભોગલીલાઓ વ્યાપક રીતે ઉઘાડી પડી હતી.

ઈ, સ. ૧૮૬૭ માં જયપુરમાં શૈવ અને વૈષ્ણવોના શાસ્ત્રાર્થમાં સ્વામી દયાનંદ સરસ્વતીને શૈવ પક્ષ તરફથી શાસ્ત્રાર્થ માટે ઉભા કરવામાં આવ્યા અને એ શાસ્ત્રાર્થમાં વૈષ્ણવોની સખત હાર થતાં જયપુર નરેશ રામસિંહજીએ શૈવમત સ્વીકાર્યો હતો. જયપુર રાજ્ય અકબરના સમકાલિન રાજા માનસિંહના વખતથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ બન્યું હતું. ઈ.સ. ૧૫૯૬થી ઈ.સ. ૧૮૦૮ સુધીના રાજાઓના ચિત્રોમાં વૈષ્ણવ તિલક છે, પરંતુ રામસિંહજી શૈવ બનતાં તેઓએ ત્રિપુંડ ધારણ કર્યું હતું. વૈષ્ણવોની હાર થતાં શરત મુજબ તેઓએ જયપુર રાજ્ય છોડી દીધું.[13] આવનારા યુગની આ શરુઆત હતી અને તેનું વેર લેવા માટે જયપુર છોડી ગયેલાં એ સમયના વૈષ્ણવાચાર્ય ગોવિંદપ્રભુના સાથીદાર એવાં મુંબઈના જીવણજી ગોસાઈએ મહર્ષિ દયાનંદ જ્યારે નર્મદ વગેરેના આમંત્રણથી મુંબઈ આવ્યા ત્યારે તેમને ઝેર આપી મારી નાંખવા પ્રયત્ન કર્યાં હતાં.[14]

ભાકુતી પંડિતોની મોટી ફોજ સહિત જીવણજી ગોસાઈ અને પંડિત ગટુલાલ દ્વારા સ્વામી દયાનંદ વિરુદ્ધ શાસ્ત્રાર્થ ગોઠવાયા પરંતુ તેઓ સફળતા મેળવી શક્યા નહિ. આ સમયે ઐતિહાસિક રીતે વલ્લભપંથ વિરુદ્ધ તેની સંપૂર્ણતઃ સૈદ્ધાંતિક આલોચના કરતું પુસ્તક 'વેદવિરુદ્ધ મત ખંડન' પ્રકાશિત થયું હતું.

કવિ નર્મદાશંકરે લાયબલકેસ અગાઉ જદુનાથ મહારાજને વિધવા પુનઃ વિવાહ અંગે વાદ વિવાદ કરવા પડકાર કર્યો હતો પરંતુ મહારાજે શાસ્ત્રો ઇશ્વર પ્રણિત છે કે નહીં ? તેવો પ્રતિ પ્રશ્ન કરી સુધારકોને નાસ્તિક જાહેર કર્યા ત્યારે કવિ નર્મદને ચૂપ થઈ જવું પડ્યું (સ્વામી દયાનંદને ગુજરાતમાં બોલાવવાનું આ પણ એક કારણ હતું.) એ સમયે કરસનદાસ મુળજીએ હિન્દુઓનો અસલ ધર્મ અને હાલના પાખંડી મતો, લેખ પ્રસિદ્ધ કર્યો હતો. એ લેખમાં જણાવ્યા મુજબ 'સિદ્ધાંત રહસ્ય' નામે એક ગ્રંથમાં ગુંસાઈ મહારાજે ભક્તોની પરણેલી સ્ત્રીને ભોગવે તેવો ભંડાફોડ થતાં મહારાજ લાયબલને કેસની પૂર્વ ભૂમિકા પૂરેપૂરી બંધાઈ ચુકી હતી.

મહારાજો કે ધર્મ પુરુષોએ પણ કોર્ટ સમક્ષ હાજર થવું જરૂરી છે તેવું જાહેર થતાં આ પછી મહારાજોની નાલાયકી વિરુદ્ધ ઘણાં કેસ જાહેર થયા હતાં. સરકારી નાણા પડાવી લેવાનો એંગી કેસ, વોરંટ આવતા ભાગી છુટવાનો વોરંટલીલા કેસ અને કનૈયાલાલ મહારાજ વિરુદ્ધના કેસ વગેરે જોઈ શકાય છે.

આ બધાં કેસોથી પણ મહારાજો કંઈ શીખ્યા નહિ પરંતુ પરિસ્થિતિ શાંત પડી જતાં ઇ. સ. ૧૯૪૦ પછીના તેમના સાંપ્રદાયિક પુસ્તકો અને મહારાજોના જીવનચરિત્ર ગ્રંથોમાં એ બધી ભગવાનની કૃપા અને ચતુર્થગૃહ તિલકાયત કનૈયાલાલ મહારાજને મહિનાઓ કે વર્ષો સુધી ભાગતા છુપાતા ફરવું પડ્યું તેને 'ગુપ્ત' લીલા તરીકે ભક્તિ ભાવથી વર્ણન કર્યું છે. આ મહારાજ છેક સિંધ અને સરહદી પ્રદેશોમાં ભાગી ગયા હતાં.[15]

મહારાજો અને પુષ્ટિ પંથ વિરુદ્ધ પડનારા એવાં તમામ સુધારકો, સમાજીઓ કે જે કોઈ હોય, તેઓ તમામના અંગત જીવન કે તેમને લગતા સંબંધિત કોઈ પણ વ્યક્તિના જીવનમા કંઈ પણ આક્ષેપ કરવા જેવું લાગે, તે બાબત તરત જ જાહેર કરી તેમના બોલતી બંધ કરવા માટે પ્રયત્ન કરવા. એવાં ગુપ્ત સરક્યુલર પણ જાહેર થતા હતાં.[૧૦]

વૈષ્ણવાચાર્યોની પરમભક્ત બનેલ જ્ઞાતિઓ ઉપર મહારાજોની સખત પકડ હતી. અને પંથવિરુદ્ધ થનાર કોઈ પણ વ્યક્તિ ગમે તેટલી ધનવાન કે સત્તાધારી હોય તેને પણ જ્ઞાતિ બહાર કરી રોટી–બેટી કે હુક્કા–પાણી બંધ કરાવી દેતાં. પોતાના લાગા કે માંગ્યા મુજબ પૈસા ન મળે તો ભકતોને મંદીરમાં પુરી દઈ બંદીવાન બનાવી મોં માગી રકમો પડાવતા કે લખાવી લેતા. આખે આખી નાતોનો બહિષ્કાર કરાવતાં કે મંદીરો હવેલીઓને દર્શન માટે બંધ કરી મન માન્યું કરાવતા હતા. પાખંડ પ્રતિકાર કરનારને આખરે ઝુકી પડ્યા સિવાય કોઈજ રસ્તો રહેતો નહી, પરંતુ સ્વામી દયાનંદ દ્વારા સંપ્રદાયની પૂરેપૂરી આલોચના થતાં વલ્લભાચાર્યના પંથમાં સદીઓથી કેદ થયેલાં ભાટીયાઓ અને બીજા લોકોએ મોટી સંખ્યામાં વૈષ્ણવ તરીકે ઓળખાવું બંધ કરી કંઠીઓ તોડી નાખી વેદોક્ત વિચારધારા અપનાવી લીધી હતી. ભક્તજ્ઞાતિઓમાં પણ ઓટ આવી ગઈ હતી.

પંડિત સેવકલાલ કરસનદાસે સ્વામી દયાનંદના મુંબઈ આવ્યા અગાઉ 'કાશી શાસ્ત્રાર્થ' પુસ્તિકા ગુજરાતી વર્તમાનપત્રોમાં છપાવી અને મોટી ચકચાર સર્જી હતી. અત્યાર સુધી સંપ્રદાયો અંગે નાના–મોટા વિવાદો માહિતી અને પુરેપુરી આલોચનાના અભાવે અધુરા રહેતાં હતા પરંતુ સ્વામી દયાનંદ સરસ્વતી દ્વારા તમામ સંપ્રદાયોનો ઐતિહાસિક ધાર્મિક અને દાર્શનિક રીતે સંપૂર્ણતઃ પર્દાફાશ થયો હતો અને પ્રાચીન વૈદિક વિચાર ધારા તેના યથાર્થ વૈજ્ઞાનિક સ્વરૂપે રજુ થઈ હતી. 'બુદ્ધિ પ્રકાશ' માસિકનાં ૧૮૭૫ ના પ્રત્યેક અંકોમાં મુખપૃષ્ટ ઉપર એક કવિતા છપાતી હતી, 'સજો રે સુધારો તજો

વાત આડી, સુધારાથી થૈઆ જુઓ આગગાડી.
વિજ્ઞાન યુગની તાર, ટપાલ, રેલ્વે અને પત્રપ્રકાશન શોધખોળોનો દયાનંદ સરસ્વતીએ વ્યાપક ઉપયોગ કર્યો હતો. અનેક યુગો પછી દેશભરમાં આ સાધનોના ઉપયોગ વડે ઝડપી પ્રવાસ કરી, લેખન–પ્રકાશન અને સંદેશા વ્યવહારનો વ્યાપક ઉપયોગ કરી જબર–જસ્ત ખળભળાટ મચાવનાર સ્વામી દયાનંદ સર્વપ્રથમ આગેવાન હતાં. સંપ્રદાય વિહીન દેશનું નિર્માણ કરવા માટે તેમણે જર્મની સહિત યુરોપભરમાં સંપર્કો સાધી ભારતમાં યાંત્રિક હુન્નર ઉદ્યોગોની આવશ્યકતા જણાવી આ અંગે પ્રયત્નો કર્યાં હતાં

ભારતમાં રેલ્વેની શરૂઆત થઈ અને તેનું ઉદાહરણ આપી વલ્લભ સંપ્રદાયના મહારાજો વિરૂદ્ધ તેમણે સંસ્કૃતમાં પ્રશ્ન કર્યો હતો, "કંઈક ભાવના કરવાથી તેમ થશે એવું તમે સાચું માનતા હોવ તો તમારા શરીરમાં 'रेलाख्यानं भावनांग कृत्वो' રેલ (રેલ્વે ટ્રેઈન)ની ભાવના કરીને અમે (તમારા ખભા ઉપર ચઢી) બેસી જઈએ તો જે રીતે ઓછા સમયમાં રેલ્વે દુર દુર પહોંચી જાય છે તેટલાં અલ્પ સમયમાં તમારૂં શરીર પણ અમને પહોચાડી દે તો ભાવના (સાચી છે તેમ) માની શકાય. અથવા એવી ખોટી માન્યતા છોડી દો.[17] પરંતુ સાંપ્રદાયિકો જોતા રહ્યાં અને યુગ આગળ વહી ગયો, કવિ દલપત રામે આ અંગે ઠીક લખ્યું હતું,

"દિસે આ દુનિયા નવી, નવું નવું સૌ ઠામ,
કોણ મને લાવ્યું અહીં, દાખે દલપતરામ.
અરે આજ આંહી મને કોણ લાવ્યું ?
નવું વિશ્વ શું ઇશ્વરે આ વસાવ્યું ?
ગયું ક્યાં હતું જેહ જૂની પ્રજાળું ?
અહો ! સૃષ્ટિ આ તો નવી હું નિહાળું !" —'કવિ દલપત રામ'

સ્વામી દયાનંદ સરસ્વતીના વિચારોને સમજી શકનારાં આવનારા યુગની વાસ્તવિકતા સમજી ચુકયા હતાં. આથી જોઈ શકાય છે કે, દયાનંદ સરસ્વતીના પ્રથમ આગમન સમયે ઓકટોમર ઈ. સ. ૧૮૭૪

અગાઉ તેમના વિચારોને સારી રીતે સમજી લઈ પંડિત સેવકરામ સાથે લીલાધર હરિદાસ ભાટીયા પણ વ્યાપક લેખન ઝુંબેશમાં જોડાયા હતા. તેમના સાથીદાર સુંદરદાસ ધરમશી ભાટીયા અને અનેક સજ્જનોએ મળી ઇ.સ. ૧૮૭૫માં મુંબઈમાં આર્યસમાજની સ્થાપના કરી હતી. ત્યારબાદ દેશભરમાં જન આંદોલન થઈ વ્યાપક જાગૃતિનો પ્રાદુર્ભાવ થયો હતો.

→ પૌરાણિક હિન્દુ સંપ્રદાયો સહિત ઇસ્લામ અને ક્રાઈસ્ટ વિચાર ધારાઓને વિશ્વમાં સર્વપ્રથમ વખત વૈજ્ઞાનિક તર્ક સહિત સંપૂર્ણ આલોચના કરી મહર્ષિ દયાનંદ દ્વારા શાશ્વત વૈદિકઆગમાં તે સાંપ્રદાયિક વિચારધારાઓનું મૂળ હાર્દ ખતમ થઈ ગયું હતું.

દેશની આઝાદી માટે પરદેશી શાસન વિરુદ્ધ દયાનંદ સરસ્વતીના ધ્યેય અને જબરજસ્ત કાર્યથી ભારતની અંગ્રેજ સત્તા ઈ.સ. ૧૮૯૦થી ઓગણીસમી સદીના અંત સુધીમાં તેમના દ્વારા સશસ્ત્ર હાર પામી નાબુદ થાત અને વિશ્વક્ષેત્રે મુક્તિનો નાદ વહેલો ફુંકાત. પરંતુ અંગ્રેજ સત્તા અને ધર્મસંપ્રદાય વાદીઓએ ઝેરના મારણ પ્રયોગો દ્વારા તેમનો અંત કર્યો.

મહર્ષિ દયાનંદના દેહત્યાગ બાદ અગ્રેજ સત્તાએ સૈયદ અહમદ ખાન દ્વારા મુસ્લિમ કોમવાદ ઊભો કર્યો જેને પરિણામે હિન્દુવાદ જન્મ્યો. ધર્મ–વર્ગ વાદમાં આર્યસમાજને બદનામ કરવા હિન્દુ સંગઠન તરીકે સંડોવી દેવા પ્રયત્નો થયાં, બહુમતિની સ્પષ્ટ ઉપેક્ષા કરી મુઠ્ઠી ભર કોમવાદીઓને વશ થઈ દેશનું વિભાજન થયું.

→ મહર્ષિ દયાનંદના વૈદિક સંગઠન આર્યસમાજ આંદોલનને ભયાનક ફટકો પડ્યો. પૌરાણિક સંપ્રદાયો કે જેઓને દયાનંદ સરસ્વતીએ નાબૂદ કર્યા હતા તેઓ આજે હિન્દુ સંગઠનોના નામે એકઠા થઈ આર્યસમાજમાં ઘુસી જઈ દયાનંદના વૈદિકવિશ્વના સિદ્ધાંતને તોડી નાખવા કટીબદ્ધ થઈ રહ્યાં છે. પૌરાણિક હિન્દુ–મુસ્લિમ અથવા ખ્રિસ્તી વિચારની રાજસત્તા કદાચ બનશે તો પણ વિશ્વહિત અથવા દેશ નિર્માણ કરવા નિષ્ફળ જશે. સાંપ્રદાયિકો આપસમાં લોહીયાળ નદીઓ વહેવડાવી ખતમ થઈ જશે.

## અંતે મુંબઇમાં મહારાજોની ધર્મસભામાં થયેલો ઐતિહાસિક એકરાર

'પુષ્ટિમાર્ગ સિદ્ધાંત' વ્યાખ્યાન, પ્રકરણ તરીકે 'ગોસ્વામીશ્રી કનૈયાલાલજી જીવન અને સાહિત્ય'[18] પુસ્તકના અંતમાં આપવામાં આવેલ છે. 'પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત' પ્રવચન, પૃ–૪૩૯.

'ગો. કનૈયાલાલજીએ મુંબઈના માધવબાગમાં સંવત ૧૯૬૨ના ભાદરવા વદિ ૯ બુધવાર તા. ૧૨મી સપ્ટેમ્બર, ૧૯૦૬ને દિને કરેલું પ્રવચન' છે.

'મહારાજશ્રીનું ભાષણ સમાપ્ત થયા પછી રા–રા–મગનલાલ ગણપતરામ શાસ્ત્રી એમ. એ નીચે પ્રમાણે ભાષણનો ઉપસંહાર કર્યો.

'આજે પરમકૃપા કરી શ્રીકનૈયાલાલજીએ સ્વસિદ્ધાંત પ્રકાશ-લીલાનાં આપ સર્વને દર્શન કરાવ્યાં.' 'વૈષ્ણવો, આચાર્યવંશ્ય જે આજ્ઞા કરે છે તેને આપણે વચનામૃત–વચનસુધા–વચનપીયૂષ કહીએ છીએ.' 'પુષ્ટિનો અસત્ય અર્થ' 'ભગવદીયો, આજના વ્યાખ્યાનનો વિષય 'પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત' છે. પુષ્ટિમાર્ગ શબ્દનો વાસ્તવિક અર્થ કરતાં પહેલાં અજ્ઞાની લોક તેનો અર્થ કેવી રીતે કરે છે તે નિરીક્ષા કરવાથી શુદ્ધ અર્થની સ્ફુર્તિ સરસ થશે. સ્વામી દયાનંદ સરસ્વતી તરફથી 'સત્યાર્થ પ્રકાશ' નામનો ગ્રંથ ઘણા વર્ષ પર હિંદુસ્તાની ભાષામાં પ્રકટ થયો હતો. થોડાક સમય પર તેનું ભાષાંતર ગુજરાતીમાં થયું છે. એ સત્યાર્થ પ્રકાશના [ સર્વ પ્રથમ ગુજરાતી અનુવાદ મુંબઈ નિવાસી મહાશય (પંડિત) મંછાશંકર જયશંકર દ્વિવેદી દ્વારા. ઈ.સ. ૧૯૦૫માં પ્રકાશન થયેલ ] ગુજરાતી ભાષાંતરમાં ૩૫૦મે પાને નીચે પ્રમાણે લેખ દશ્યમાન થાય છે.'

'એ ગોસાઇ લોકો પોતાના સંપ્રદાયને 'પુષ્ટિમાર્ગ' કહે છે અર્થાત ખાવું, પીવું, પુષ્ટ થવું અને સર્વ સ્ત્રીઓ સાથે યથેષ્ટ ભોગવિલાસ કરવો એને પુષ્ટિમાર્ગ કહે છે.'

'વૈષ્ણવો, હું આ ઉલ્લેખ કરૂં છું, તે સત્ય છે કે અસત્ય છે તેનો પણ નિશ્ચય આપ સર્વ તે ગ્રંથનું તે પત્ર જોઈને જ કરશો.

પુષ્ટિ શબ્દ પૂર્વોક્ત અર્થ ઘટાવી તેને જનસમાજ સમક્ષ મુકતાં પહેલાં 'પુષ્ટિ'નો અર્થ પુષ્ટિમાર્ગીય આચાર્યોના ગ્રંથોમાં કાંઈ આપવામાં આવ્યો છે કે નહિ તે જોવાની એમની ફરજ હતી. જો શ્રીમદ્ વલ્લભાચાર્ય આદિ આચાર્યોએ પુષ્ટિનો અર્થ આવો કર્યો ત્યારે તો તે આચાર્યોના ગ્રંથોમાં આપેલા જ અર્થનો ઉલ્લેખ કરી તેનો અનુવાદ કરી તે પર પ્રમાણિક રીતિથી પૂર્વપક્ષ કરી, પોતાનો અભિપ્રાય આપવો જોઈતો હતો ? અસ્તુ. (પણ તેવી રીતે સત્યાર્થ પ્રકાશમા વિચારવામાં આવ્યું નથી)' 'પુષ્ટિનો સત્ય અર્થ' 'હવે આપણે પુષ્ટિનો વાસ્તવિક અર્થ શું છે તે જોઈએ...' 'વિષયરસ અને ભક્તિરસનું તારતમ્ય'

'પરમ ભાગ્યવાન વૈષ્ણવો, વિષય અને પુષ્ટિવડે અત્યંત ભ્રાંત લોક વિષય અને પુષ્ટિનો વિપ્લવ કરી વિતંડા કરે છે. તે વિતંડાના પંજામાંથી આપનું પ્રભુ રક્ષણ કરો ! નિર્દોષ, નિર્લેપ, પરમશુદ્ધ પ્રેમાત્મિકા ભક્તિની પરાકાષ્ઠા પ્રાપ્ત કરનાર ગોપિકાદિનો ઉપહાસ કરતાં પહેલાં શ્રીમદ્ ભાગવત જોયું હોત તો દૃષ્ટિગોચર થાત 'વૈષ્ણવો, વિરક્ત શિરોમણિ શ્રીશુક ગોપિકાઓને વિષયી માનતા હોત તો

'[રાસાદિલીલાનું જે શ્રદ્ધાવાળા પુરૂષ ભક્તો સહિત શ્રવણ અથવા વર્ણન કરે છે] તે પુરૂષને ભગવાન વિષે પરાભક્તિનો દરેક ક્ષણે લાભ થાય છે અને તે ધીરપુરૂષ કામરૂપ હૃદયરોગથી તત્કાલ જ નિવૃત થઈ જાય છે.' (ભાગવત પુરાણ ૧૦/૩૦/૪૦)

'પુષ્ટિ રસાત્મક છે. ભગવદ્ ભક્તિરસ પરિપૂર્ણ છે, વિષય રસાભાવનું તારતમ્ય ધ્યાનમાં ન રાખવાથી વિતંડાવાદી અનેકાનેક સર્વ વિપ્લવ કરે છે.'

'શ્રીમદાચાર્યજી સ્પષ્ટ આજ્ઞા કરે છે કે, 'ભગવાનના ભક્તોને કદાચિત શાપ આપવામાં આવ્યો હોય, તો પણ શાપ પૂરો થઈ જાય, ત્યાર પછી તે ભક્તો પાખંડ માર્ગમાં પ્રવેશ કરતા નથી તેમજ તેમને રોગ વગેરેનો ઉપદ્રવ પણ થતો નથી, તેઓ મહાનુભાવ જ

હોય છે.

'ભગવદ્ અંગમાંથી પ્રકટ થયેલી પુષ્ટિ સૃષ્ટિની પાષંડ (પાખંડ) માં પ્રવૃત્તિ થતી નથી.' 'શ્રીભગવદ્ ગીતામાં સ્પષ્ટ આજ્ઞા છે. પુષ્ટિ ભક્તતો 'वन्दे नन्द व्रज स्त्रीणाम् पादरेणुमभीक्ष्णशः' શ્રી ગોપિકાની ચરણરજ મસ્તક પર ધરાવે છે તે પુષ્ટિ ગોપિકાઓને કામી કહેતાં લજ્જા કેમ નહિ આવતી હોય ? અરે, સાક્ષાત પ્રભુ જે ભક્ત આગળ પોતાનું ઋણિત્વ કરજદારપણું પ્રકટ કરે છે એવાં ઉત્તમોત્તમ પુષ્ટિ-ભક્તને વિષયી કહેવા ઉપરાંત નિર્લજ્જત્વ શું હોઈ શકે ?

'વૈદિક આર્ય સનાતન માર્ગ માયાવાદિકથી કલુષિત થઈ ગયો હતો તે કાલુષ્ય નિવારણ કરી, શુદ્ધ કરી પ્રકટ કર્યો માટે શ્રીમદ્ વલ્લભાચાર્યજી મર્યાદામાર્ગના આચાર્ય છે. 'આપ સર્વ સિંહના બચ્ચાં છો. અજાનો સંસ્પર્શ રાખવાથી સિંહ સ્વપ્રકૃતિનું વિસ્મરણ કરે છે. માટે સર્વદા શ્રીમદ્ વલ્લભાધીશ, શ્રી વિઠ્ઠલેશજી, શ્રી ગોકુલેશજી, શ્રી હરિરાયજી, શ્રી પુરૂષોત્તમજી આદિ મહાનુભાવોના ઉત્તમોત્તમ ગ્રંથોનું અધ્યયન કરવું. તેમાંથી ઉપદેશ ગ્રહણ કરવો. 'એ ઉપદેશના અભાવમાં પણ ધૈર્યનું સંસેવન કરવું.'

'પુષ્ટિદ્રોહી કુપથમાં ન પડવું. તેવા કુપંથમાં પડનાર પોતે ભ્રષ્ટ થઈ બીજાને ભ્રષ્ટ કરે છે.'

ઉપસંહાર ભાષણના જરૂરી ઉતારાઓ આપોઆપ તેમનું પોતાનું જ ખંડન કરી ઉઘાડા પાડે છે. મહારાજોના દલાલ મંગનલાલ શાસ્ત્રી પુષ્ટિ માર્ગની ઉપજાવી કાઢેલી વ્યાખ્યાઓના ઉતારા ભાગવત પુરાણ, વેદાંત અને તેના અણુભાષ્યમાંથી આપે છે પરંતુ પુષ્ટિ માર્ગની ઉત્પત્તિના ઐતિહાસિક જ્ઞાનથી અનભિજ્ઞ અને મહારાજોની લંપટ-લીલાથી અજાણ્યા હોવાનો ઢોંગ કરે છે. આવું કશું જાણે બન્યું જ નહોતુ તેમજ રાધા–ગોપીકાઓની વ્યભિચાર વર્ધક સંભોગ કથાઓ અને કામલીલાની વિસ્તૃત હકિક્તો માટે વ્યભિચાર પૂર્ણ ભાગવત પુરાણના બે શ્લોક [ભા. પુ. અ. ૧૦,૩૬/૩૧ તથા ૩૦/૪૦]નો ઉલ્લેખ કરી પહાડ ખોદી ઉંદર કાઢવાનો દુષ્પ્રયાસ કર્યો છે.

→ ભાગવત તથા બ્રહ્મવૈવર્ત પુરાણમાં સમાન રીતે લખવામાં આવેલ કુબ્જા સંભોગકથા, રાધા-ગોપી અને રાસલીલાની સંભોગ-લીલાઓ તથા અન્ય અનેક કથાઓનો ઉલ્લેખ મળે છે. પુરાણોની આ કથા વાર્તાઓ બાળકો તેમજ બહેનોને વંચાવવામાં આવે તો તેની ખરાબમાં ખરાબ અસર પડવાનો સંભવ છે,એ કથા વાર્તાઓના "માત્ર પુખ્તવયનાઓ માટે જ" તેવી નોંધ સાથે પ્રકાશન થવાં જોઇએ! કાયદાની મર્યાદાઓમાં આવી કામોત્તેજક નગ્ન કથાવાર્તાઓના પ્રકાશન બંધ કરવા વ્યાપક વિચારણા થવી જોઇએ.

પુષ્ટિમાર્ગના પ્રારંભકર્તા વલ્લાભાચાર્યજીના અપરાવતાર ગોકુળ-નાથજીએ વેદાંતીઓ સાથે કહેવાતો શાસ્ત્રાર્થ કરી શુદ્ધાદ્વૈતવાદ ઉભો કર્યો હતો અને પરિણામે પુષ્ટિમાર્ગનું ઓળખ ચિન્હ તુલસીમાળા બચી ગઈ તેવો ઐતિહાસિક ઓપ આપતો પ્રસંગ સંભળાવી મગન-લાલશાસ્ત્રીએ 'ચતુર્થ' ગૃહ તિલકાયત ગોકુલ નરેશ' કનૈયાલાલજી મહારાજને ઐતિહાસિક પડકાર હમણાં સ્વામી દયાનંદ દ્વારા પુષ્ટિપંથ વિરૂદ્ધ આવી પડયો છે. માટે ગોકુળનાથજીએ જેમ શુદ્ધાદ્વૈતવાદ સર્જી ઐતિહાસિક રીતે નવો સંપ્રદાય તૈયાર કર્યો તે મુજબ 'તદ્વશ્ય તત્પીઠાધિષ્ઠાતા' શ્રી કનૈયાલાલજી પણ હવે એવીજ ધર્મ સંસ્થાપન લીલાનાં આપણને દર્શન કરાવે, એ કરતાં બીજો માંગલિક પ્રસ્તાવ શુ હોઈ શકે? 'તેમ ઐતિહાસિક ચાનક ચઢાવી આર્યસમાજ વિરૂદ્ધ દેશભરમા વિરોધના વાવંટોળ અથવા મહર્ષિ દયાનંદના સિદ્ધાંતો તોડવા ગોકુળનાથજી માફક કોઇ નવો 'વાદ' ઉભો કરવા મંગળ પ્રેરણા આપી. પરંતુ લોક અને વેદથી પર એવાં નવીન 'મિથ્યા' વેદાં-તીઓના વંશજ મહારાજથી તેમ કરવું ત્રિકાલબાધિત અસંભવ હતું.

હકિકતમાં એ સભા મુંબઈના વૈષ્ણવો દ્વારા સત્યાર્થ પ્રકાશનો વિરોધ કરવા માટે બોલાવવામાં આવી હતી પરંતુ મુંબઈ-ગુજરાત પ્રાંતમાં સુધારકિય આર્યસમાજ આંદોલનનો પ્રભાવ સુદઢ રીતે ફેલાતો જતો હોવાથી તેમજ વિજ્ઞાનયુગ અને સત્ય વિદ્યા-વિજ્ઞાન સંમત વૈદિક સિદ્ધાંતના પુન:પ્રકાશ સામે આધુનિક યુગના પ્રારંભકાળના એ

પ્રકાશન યુગમાં વર્તમાનપત્ર તાર–ટપાલ અને રેલ્વેના આગમન સાથેજ "વ્યર્થવાદો"નો સર્જકોનો પૌરાણિક સાંપ્રદાયિક અંધકાર યુગ સમાપ્ત થઈ ગયો હતો.

માધવબાગની એ જાહેર સભામાં તદ્રંક્ય તત તત્પીઠાધિષ્ઠાતા સ્વમુખે લુખ્ખો બચાવ કરતો ઉપજાવી કઢાયેલા સિદ્ધાંતો અને ઐતિહાસિક સંભોગલીલાઓનો ઢાંક પિછોડો કરતો ધર્મ આજ્ઞાનો ઢંઢેરો જાહેર કરી સંપ્રદાયની વિકૃત વિચાર ધારામાં ફસાયેલાં ભોળા ભક્તોને ચુસ્ત સાંપ્રદાયિકો બનવા હાકલ પાડી હતી તેમજ સંભોગનાથ ભગવાનના ગુણગાન ગાવા જણાવ્યુ હતું કેમકે એવાં ભક્તો પાસે ભગવાન હંમેશા હાજર રહે છે એવો તેમણે કાલ્પનિક સંતોષ આપ્યો હતો

મહારાજના ભાડૂતી પંડિતે, આર્યસમાજની અસરનીચે આવી જઇ સંપ્રદાય છોડવો નહિ અને પુષ્ટિદ્રોહી કુપંથમાં ન પડતાં પરંપરાગત આચાર્યોના ગ્રંથોનું અધ્યયન કરી ઉપદેશ લેવા અને ચાતક જેવી ઉત્કંઠા ધરાવી; ઉપદેશના અભાવમા આર્યસમાજી વૈષ્ણવ સુધારકોની વાતમાં આવવું નહિ કેમકે તેવા કુપંથમાં પડનાર પોતે ભ્રષ્ટ થઈ તમને પણ અમારાથી અલગ પાડી દેશે તેવી ચેતવણી આપી હતી.

સૈકડો વર્ષોથી તમે આંખો બંધ કરી દઈ અમારૂં અગડમ્ બગડમ્ અને સંભોગલીલાઓ સાંભળી વિલાસમાં પડયા રહી અમને વળગી રહ્યાં છો તો હવે પછી કોઇની વાતોમાં આવશો નહિ કેમકે એવાં ઘેટાઓની વાતમાં પડવાથી ઘેટાં જેવા બની જશો. વૈષ્ણવો, 'આપ સર્વ સિંહનાં બચ્ચા છો.'

શાહજહાં અને ઔરંગજેબના શાસનકાળ દરમ્યાન મથુરા ઉપર હુમલા થયાં ત્યારે મહાપ્રભુની ઈશ્વરીય ઓલાદો ગાદીઓ અને મંદિરો છોડી પ્રભુમૂર્તિઓ લઈ ભાગી છુટયા હતા ત્યારે આવા વાઘ–સિંહ જેવા ભાડુતી પંડિતો અને સાવઝ બચ્ચાઓની જરૂર હતી. !

સત્યાર્થપ્રકાશનો સર્વપ્રથમ ગુજરાતી અનુવાદ બહાર પડયો હતો ત્યારે મહર્ષિ દયાનંદ દ્વારા પુષ્ટિમાર્ગની ઐતિહાસિક આલો-

ચનાનો ઉત્તર આપવા માટે મગનલાલ શાસ્ત્રીએ કનૈયાલાલ મહારાજના વ્યાખ્યાન પછી ઉપસંહાર કરવાના બહાને માત્ર વ્યર્થ બચાવનું ભાષણ કર્યું હતું.

કોઈ વ્યક્તિ વેશ્યાગમન કરે અને એવું જણાવે કે વેશ્યાગમન તો ઇન્દ્રિયોએ કર્યું છે મેં ક્યાં કર્યું છે? હું તો કામ વિકારથી અલિપ્ત છું! મારો આત્મા તો શુદ્ધ છે! અને પાંચ પાંચ શતાબ્દીથી અમારો ઉદ્ધાર કરવા માટે 'હુતાશ અગ્નિ' કહેવાતાં સર્વદોષ નિવારક શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુ અને તેમના બાલપ્રભુજી ગુંસાઈ મહારાજો હાજરા હજૂર છે...! આવજો...જયશ્રી કૃષ્ણ... કૃષ્ણ શરણં મમ્ 'કૃષ્ણ મારા શરણે છે.

**સુવચન કે દુર્વચન ?**

'રાધા રમણ શ્રી ગોવિંદ ગોપાલ જય જય' રાધા સાથે સંભોગ કરતા ભગવાન શ્રીકૃષ્ણનો જય જયકાર થાઓ.

# પાંચમી જન્મ શતાબ્દીના અંતમાં......

પદ્મશ્રી કેશવરામ કા.શાસ્ત્રી, પ્રખ્યાત વિદ્વાન દ્વારા દૈનિક 'સંદેશ' અમદાવાદ તા. ૧૬મી ડિસેમ્બર ૧૯૭૬ના અંકમાં વિભાગ 'પ્રાસંગિક' પૃ. ૪ ઉપર પુષ્ટિમાર્ગ–વલ્લભમત વિશે સમજદાર વૈષ્ણવ, આચાર્ય કે વિદ્વાન તરીકે વિશુદ્ધ પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોની ઉજ્જવલતા વિશાળ જનતા સમક્ષ રજુ કરવાની ફરજ બજાવી છે, કેમકે તેઓશ્રીએ પોતાના લેખમાં જણાવ્યું છે તે મુજબ.

"છેલ્લા મહિનાઓમાં સંપ્રદાયની એક આકરી તાવણી થઈ ગઈ છે અને એમાં સમગ્ર સંપ્રદાયની વગોવણી કરવાની અસંતુષ્ટોએ તક ઝડપી લીધી છે અહીં આચાર્યોએ અને સમજદાર વૈષ્ણવો તેમજ વિદ્વાનોએ વિશુદ્ધ પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોની ઉજ્જવલતા વિશાળ જનતા સમક્ષ રજુ કરવાની ફરજ આવી ઉભી છે.

મહર્ષિ દયાનંદ સરસ્વતીના મહાન આંદોલન વડે મતમતાંતરોના વહેણોમાં મોટી હલચલ મચી ગઈ છે. વૈદિક સત્ય વિચારોના આંદોલનના જે પ્રવાહો મહર્ષિજીએ વહેવડાવ્યા હતાં તેને લઈ મતમતાંતરોને મોટાં પરિવર્તનો કરવા માટે નિરૂપાયે તૈયાર થવુ પડ્યુ છે. એવું નથી બન્યું કે તેઓએ સંપૂર્ણ સત્યને સ્વીકાર કરી પૂર્વ માન્યતાઓ છોડી દીધી હોય; પરંતુ મતમતાંતરોમાં સુધારા જનક પ્રયાસો જરૂર થવાં લાગ્યા, આ પ્રયાસો જો કે બુરાઈઓ, જુઠ્ઠા સિદ્ધાંતો કે માન્યતાઓના ઢાંક પિંછોડા રૂપ હતાં તો પણ દેખાવના એ સુધારામાં સત્યના એક અંશે પણ અસત્યનો ઢાંકપિછોડો કરવાના બદલે તેના મૂળમાં ઘા કર્યો. આને લઈ સાંપ્રદાયિક વર્તુળો વાસ્તવમાં ઉલમાંથી ચૂલમાં જઈ પડ્યાં. તેઓમાંના કેટલાંક ક્યાં તો સત્યને સ્વીકારી સુધરી ગયાં અથવા તો મહામુર્ખ બની ગયા. પરંતુ મૂળમાં રહેલાં ગઠીયાઓ અનેક સ્વરૂપે પથરાઈ ગયાં છે. આ લોકોએ વામમાર્ગના જુના સ્વરૂપ 'अन्तः शाक्ता बहिश्शैवा सभामध्ये च वैष्णवाः । नाना रुपधराः कौला विचरन्तीह महीन्तले ॥[10]નુ નવું સ્વરૂપ ઘડ્યું છે, જેને આપણે 'આધુનિક સ્વરૂપ' કહી શકીએ. આ સ્વરૂપધારીઓ ભલે દુનિયા છેતરવાનો વિચાર રાખતાં હોય પરંતુ સત્ય વૈદિકોની નજર બહાર નથી રહેવાનાં.

✓ મહર્ષિ દયાનંદના પ્રતાપે આજે શ્રી કે.કા.શાસ્ત્રીને પણ સ્વીકારવું પડ્યું છે કે ચરણસ્પર્શની પરંપરા કે જડમાન્યતા અવૈદિક છે અને વૈષ્ણવાચાર્યોએ તો તેને લઈ પોતાનાં સંપ્રદાયમાં ભયંકર અત્યાચાર કર્યો છે. જે તેમનાંજ શબ્દોમાં 'અમને લાગે છે કે હવે આપણે એવાં વિકસિત યુગમાં આવી ગયા છીએ કે આજ સપ્રંદાયમાં નહિ, હિંદુધર્મની બધી જ શાખાઓમાં આચાર્યો કે ગુરૂઓનો ચરણસ્પર્શ કરવાની પ્રણાલીને દુર કરવી જોઈશે.'

'ગુરૂસ્થાનોમાં ગુરૂઓ પાસે પુરુષોએ જ દર્શન અને ઉદ્બોધન માટે જવું જોઈએ અને વિદુષી ગુરુ પત્નીઓ કે પુત્રીઓ, બેટીજીઓ પાસે સ્ત્રીઓએજ દર્શન અને ઉદ્બોધન માટે જવું જોઈએ. જાહેર સમારંભોમાં તો ગુરુઓ તેમ ગુરુપત્નીઓ કે બેટીજીઓની ઉદ્બોધ-

નનો લાભ ખુશીથી પુરુષો અને સ્ત્રીઓ લે, પગને અડકેલો કાદવ ધોવા જવાને બદલે કાદવને અડકવાનો પ્રસંગજ ન આવે તે શાણપણ છે.'

મહર્ષિ દયાનંદના આદેશોનું દુરંદેશી સત્ય અજેય છે તેનાં આ પુરાવા છે. જે મતમતાંતરો વૈભવ અને વિલાસી જીવનનાં કાદવરૂપ બની રહ્યા હતાં એવાંજ વૈષ્ણવમતનાં શ્રી કે.કા.શાસ્ત્રીએ પણ આજે કહેવું પડે છે કે,

'વૈભવીજીવન પણ જો કોઈ સ્થળે પેસી ગયું હોય તો એનો સર્વથા ત્યાગ કરવો પડશે અથવા ગુરુસ્થાન મુકી દેવાની પરિસ્થિતિનો સ્વીકાર જરૂરી બનશે.'

આજે આપણે જોઈ શકીએ છીએ કે મતમતાંતરોમાં જે ઝડપી પલટો આવી રહ્યો છે, સત્યનો સ્વીકાર કે કહેવાતો સુધારો થઈ રહ્યો છે તે પ્રશંસનીય છે, આ સાથે આપણે એ પણ યાદ કરવું પડશે કે મહર્ષિ દયાનંદનું વૈદિકઆર્ય સત્ય જે વિવિધ મતમતાંતર વાળાઓએ અવગણ્યું, કાનમાં આંગળીઓ ખોસી દઈ બહેરાં બનવાનો ઢોંગ કર્યો; અંતમાં મહર્ષિજી ઉપર અનેક અત્યાચાર કર્યાં, તે લોકો શું ખરેખર સુધરી ગયા ? પોતાનું અસત્ય છોડી દીધું ? જે લોકો સત્યને મૂળ સિદ્ધાંત સાથે વિરોધી માની તેને અમાન્ય કરતાં હતાં, તેઓએ તે જુઠ્ઠા સિદ્ધાંતો છોડી દીધાં કે શું ? વૈષ્ણવાચાર્યોએ મહર્ષિનું ખૂન કરાવવા માટે પ્રયાસો કર્યાં હતાં. તેનાં ચેલાઓ સુધરી ગયાં છે ! અથવા પશ્ચિમી વિચારધારાના પ્રભાવના 'વિકસિતયુગમાં આવી ગયાં છે ?

આપણે યાદ રાખવું જોઈશે કે કહેવાતા સુધારાઓની આડમાં મતમતાંતરોના મૂળમાં રહેલાંઓ પોતાની 'જડ'ને તો વળગીજ રહ્યાં હોય છે. સત્યને અવગણી, જડ માન્યતાઓમાં રાચી અને દેખાવનો સુધારો જાહેર કરી જનતાને ભ્રમિત કરવી એ આ લોકોની ચાલ છે.

'વિકસિતયુગ'ની નવીન વ્યાખ્યા પ્રમાણે શહેરોનાં મોટા મોટા બહુમાળી મકાનોનાં કોઈ માળામાં રહેતા 'બે નંબરી' જે પોતાને 'ફર્સ્ટ ક્લાસ' ગણાવી આખરે તો સમાજને લુંટીનેજ પોતાનું પોષણ કરતા હોય, તેવુંજ આ 'કંઈક' છે. પરંતુ પૂર્વ જણાવ્યું છે તે મુજબ દેખાવનું સુધરેલું, મુળ બનાવટી સ્વરૂપ છે.

શ્રી કે.કા.શાસ્ત્રી વૈષ્ણવમતમાં જે સુધારા જણાવી કે માંગી રહ્યા છે તેને લઈ સામાન્ય વાંચક તેઓને ધન્યવાદ આપી શકે છે પરંતુ આ સુધારાઓની પાછળ એજ પાખંડોનું સમર્થન અથવા તેનો ઢાંકપિછોડો કે ખોટી માન્યતાઓનું વળગણ છુપાયેલું છે તે જોઈશું.

શ્રી કે.કા.શાસ્ત્રી પોતાના લેખમાં જણાવે છે......'પુષ્ટિમાર્ગના સંસ્થાપક પિતા–પુત્ર શ્રીમહાપ્રભુ વલ્લભાચાર્યજી અને ગુંસાઈજી-વિઠ્ઠલનાથજી...' મહર્ષિ દયાનંદ સરસ્વતીજીએ અમરગ્રંથ 'સત્યાર્થ-પ્રકાશ'માં પિતા–પુત્ર વલ્લભાચાર્ય વિશે જણાવ્યું છે કે

'તૈલંગ દેશમાં એક લક્ષ્મણભટ્ટ નામે બ્રાહ્મણ હતો. તે વિવાહિત થયા પછી કોઈપણ કારણને લીધે માતાપિતા અને સ્ત્રીનો ત્યાગ કરી કાશીમાં ગયો ત્યાં તે સંન્યાસી થઈ ગયો. એનાં માતાપિતા અને સ્ત્રી પણ કાશીએ ગયાં. અને ત્યાં જે સંન્યાસીએ એને દીક્ષા આપી હતી તેને પૂછયું કે તમે આને સંન્યાસી શા માટે બનાવ્યો ? જુઓ આને જુવાન સ્ત્રી છે. અને એની સ્ત્રીએ પણ કહ્યું કે આપ મારા પતિને મારી સાથે મોકલવા ન ઈચ્છતા હો તો મને પણ સંન્યાસની દીક્ષા આપો. ત્યારે તે સંન્યાસીએ તેને બોલાવીને પૂછયું કે તું ઘણો મિથ્યાવાદી છે. સંન્યાસ છોડી ગૃહસ્થાશ્રમ કર, કારણ કે તેં ખોટું બોલી સંન્યાસ લીધો છે તેણે પણ સંન્યાસીના કહેવા પ્રમાણે જ કર્યું. અર્થાત્ સંન્યાસનો ત્યાગ કરી સ્ત્રી સાથે ગયો. જુઓ મતનું મૂળ જ કપટથી રચાયું છે ! જ્યારે એ તૈલંગ દેશમાં ગયો ત્યારે તેને જ્ઞાતિવાળાએ જ્ઞાતિમાં લીધો નહી ત્યારે તે ત્યાંથી નીકળી ફરવા લાગ્યો; અને ફરતાં ફરતાં કાશી પાસે ચરણાર્ગઢ સમીપ ચંપારણ્ય નામના જંગલમાં ચાલ્યો ગયો. ત્યાં કોઈ છોકરાને મુકી અને ચોતરફ અગ્નિ સળગાવી ચાલ્યું ગયું હતું. કારણ કે અગ્નિ સળગાવનાર સમજ્યો હશે કે જો અગ્નિ નહી સળગાવું તો હિંસકજીવ એને મારી નાંખશે. લક્ષ્મણભટ્ટ અને તેની સ્ત્રીએ તેને લઈ લીધો અને પુત્ર તરીકે માની લીધો. પછી તે બંને કાશીમાં જઈ વસ્યાં. જ્યારે એ છોકરો મોટો થયો ત્યારે તેનાં માબાપ મરી ગયાં. એ છોકરો બાલ્યા-

વસ્થાથી લઈ યુવાવસ્થા સુધી અભ્યાસ કરતો રહ્યો પછી ત્યાંથી નીકળી કોઈ વિષ્ણુસ્વામીના મંદિરમાં ચેલો થઈ ગયો. કાશીમાં પણ તેના જેવો જ કોઈ જ્ઞાતિ બહિષ્કૃત રહેતો' તેણે આ 'નવીન સંન્યાસીને કહ્યું કે તું સંન્યાસ ત્યાગ કરી મારી પુત્રી સાથે વિવાહ કરી લે. તેણે પણ તેમજ કર્યું. બાપ તેવા બેટા અર્થાત્ જેવું બાપે કામ કર્યું તેવું જ તેણે કામ કર્યું ! એ સ્ત્રીને સાથે લઈ પાછો તેજ વિષ્ણુસ્વામીના મંદિરમાં ગયો, પણ આ વખતે તે વિવાહિત હોવાથી ત્યાંથી તેને કાઢી મુક્યો પછી તે વ્રજદેશમાં ગયો કે જ્યાં અવિદ્યાએ ઘર કરી રાખ્યું છે. ત્યાં જઈ અનેક પ્રકારનાં છળકપટ કરી અનેકવિધ પ્રપંચ ફેલાવવાં માંડ્યો, અને મિથ્યા વાતોને પ્રસિદ્ધ કરવા લાગ્યો, જેવી કે 'શ્રીકૃષ્ણ મને મળ્યાં અને મને કહ્યું કે ગોલોકમાંથી દેવીજીવ' મર્ત્યલોકમાં આવ્યાં છે. એમને બ્રહ્મસંબંધ આદિથી પવિત્ર કરી ગોલોકમાં મોકલો.' ઇત્યાદિ પ્રલોભનની વાતો મૂર્ખોને સંભળાવી ધીમે ધીમે ચોરાશી વૈષ્ણવો બનાવ્યાં. (એકાદશ સમુલ્લાસ)

શ્રી કે.કા.શાસ્ત્રીએ જાણવું જોઈશે કે તેમના મતના મુળમાંજ પાખંડનો પાયો રહેલો છે. કેટલાંક ઈતિહાસકારોએ વલ્લભના કાર્યને, તેના મતના ઈતિહાસને 'ઐતિહાસિક ઓપ' ચડાવવાં પ્રયત્ન કર્યાં છે પરંતુ મહર્ષિ દયાનંદે એવાં ખોટાં ખ્યાલો અમાન્ય કરી વલ્લભમતની પાખંડી વાસ્તવિક્તા રજુ કરી છે. આમ પોતાનાં લેખમાં વૈષ્ણવી આચારોના ક્રમને 'એના વંશજ ગોસ્વામી બાળકોને એમના પ્રતિનિધી તરીકે એટલે કે ગુરુદ્વારક બનીને કરાવતાં હોય છે. આ પ્રણાલી આજ દિવસ સુધી અવિચ્છિન્ન ચાલી આવે છે.' કહી પાખંડના પ્રવાહને અવિચ્છિન્ન રીતે વર્તમાન સમય સુધી લંબાચેલો જાહેર કર્યો છે.

અધ્યાપક શ્રી કે.કા.શાસ્ત્રી પોતાની 'પ્રાસંગિક' મતવાદી રજુઆતમાં આગળ જણાવે છે કે,

''લગભગ સવાસો વર્ષ ઉપર 'મહારાજ લાયબલ કેસ' થયેલો તે વખતે સંપ્રદાયનું સાહિત્ય પ્રસિદ્ધ થયેલું નહોતું એ પછી મોટી

સંખ્યામાં સંપ્રદાયનું સંસ્કૃત–સાહિત્ય પ્રકાશમાં આવ્યું છે. આ ગ્રંથોમાં કયાંય પણ સાંપ્રદાયિક સિદ્ધાંતોમાં કોઇ નબળી વાતો કે ક્ષતિઓની ગંધ સુધ્ધાં નથી."

અભ્યાસીઓ જોઈ શકે છે કે મહર્ષિ દયાનંદનું મતવાદીઓ માટેનું અમર વૈદિક વિધાન કે "વિદ્વાનોની વિરોધ જાળેજ બધાને ફસાવી રાખ્યા છે." (સત્યાર્થ પ્રકાશ,અનુભૂમિકા, બારમો સમુલ્લાસ) તે શ્રી કે.કા.શાસ્ત્રીને સંપૂર્ણતઃ ઘટે છે, સંપ્રદાયની વ્યર્થ ખેંચતાણમાં સત્યને ભૂલી જઈ અસત્યને સમર્થન આપ્યું છે. 'મહારાજ લાયબલ કેસ' વૈષ્ણવી પુજારી (મહારાજ લોકો !)ના પાપનો છલકાયેલો ઘડો હતો, આ સમય દરમ્યાન પશ્ચિમી છાપની સુધારા પ્રવૃત્તિ ફાલી હતી, મહારાજ લાયબલ કેસના મૂળ 'સત્યપ્રકાશ પત્રિકા' તા.૨ મી ઓકટોમ્બર ઈ.સ.૧૮૬૦ના અંકમાં સુરતના જદુનાથજી મહારાજના ભવાડા ખુલ્લા પાડતા લખાણને આબરૂને હાનિકર્તા હોવાનું જણાવીને નંખાયા હતાં, તા. ૨૫ મી જાન્યુઆરી ઇ.સ.૧૮૬૮માં સુપ્રિમકોર્ટમાં સર મેથ્યુઆસ અને જોસફ અર્નાલ્ડ નામના (અંગ્રેજ) ન્યાયધીશની અદાલતમાં એ કેસ શરૂ થયો હતો. એ કેસ વિશેની પૂર્વભૂમિકા વૈષ્ણવી મહારાજોએ જ ઉભી કરી હતી. શૈવમાર્ગી કેટલાક બ્રાહ્મણોએ મુંબઇના ભૂલેશ્વર મહાદેવના શિવાલયમાં છપ્પન ભોગ ભરાવ્યો હતો. એ પ્રસાદ અનેક વ્યક્તિઓએ લીધો હતો.શૈવમાર્ગીઓનાએ પાખંડ સામે વૈષ્ણવી ડબલ પાંખંડીઓએ વિરોધ કર્યો. ચોર ચોર મસિયારાં ભાઈ જરૂર હોઈ શકે પરંતુ જનતાને લુંટવામાં એકબીજાથી ચડિયાતાં પણ હોય છે. વધુ ચોરી કરવામાં, લુંટવામાં એક બીજાનો વિરોધ જરૂર થવાનો. પરંતુ આ સત્યને ભુલી જઈ.

'શ્રીદેવકીનંદનાચાર્યજી' નામના પુસ્તકમા તેના વૈષ્ણવી લેખક ડૉ. ચિમનલાલ મ. વૈધ લખે છે કે, "આ બનાવ પછી મહારાજો વિરૂદ્ધ અનેક ચર્ચાઓ ચાલવા માંડી.તેમાં કરસનદાસ મૂળજી, નર્મદાશંકર કવિ વગેરે ભળ્યા, આ બન્ને મહાશયોને સંસ્કૃત જ્ઞાન નહિ જેવું હતું અને તેમનું ચારિત્ર્ય બહુ ઉંચુ ન હતું, પણ સુધારો

કરવાની ધગશમાં મહારાજોની કેટલીક નબળી બાજુ ઉપર તેઓ હલ્લા કરવા માંડયા'

ઉપરોક્ત પુસ્તકનું 'પ્રાક્કથન' લખતાં શ્રી કે.કાશાસ્ત્રી જણાવે છે કે 'પૂ. ગો.દેવકીનંદનાચાર્યજીની પ્રથમ શતાબ્દી સમયે આપશ્રીનું જીવનચરિત્ર પ્રકાશ પામે છે તે એક આનંદજનક છે. આપશ્રીએ વીસમી સદીના પૂર્વાર્ધમાં પુષ્ટિમાર્ગ અને હિંદુધર્મ ઉપર ફરી વળેલાં ભયંકર વાદળ વિખેરવા અથાગ પરિશ્રમ લીધો હતો અને વૈષ્ણવ સંપ્રદાય તથા હિન્દુધર્મને પુણ્ય પ્રકાશિત કર્યાં હતો.'

ઉપરોક્ત પ્રાક્કથન લખી શ્રી કે.કા.શાસ્ત્રીએ ઈતિહાસને ભયંકર અન્યાય કર્યો છે તેમજ પુસ્તક લેખકના અન્યાયી વિધાનનું સમર્થન કરી વાસ્તવિક હકિકતો છુપાવી દઈ ઈતિહાસને વિકૃત બનાવ્યો છે.

ઉપરોક્ત બનાવો તેમજ વ્યક્તિઓ મહર્ષિ દયાનંદની સમકાલિન હતી. મહર્ષિ દયાનંદના મહાન આંદોલનને લઈ પાખંડીઓમાં ભયંકર ખળભળાટ મચી ગયો હતો, જેને લઈ વિરોધીઓ પણ પેદા થયાં હતાં. આમાંથી તે સમયની વર્તમાન ઈસાઈ–અંગ્રેજ પ્રવાહનું સમર્થન પામી એક, મધ્યમમાંગી વર્ગ ઉભો થયો હતો. એ વર્તુળ પૌરાણિક સંપ્રદાયોનું વિરોધી પણ હતું. ઈ.સ. ૧૮૬૬નાં સમય પહેલાં એ વર્તુળ 'સુધારાવાદી' પ્રત્યેક 'નવીનતા'નું સમર્થક અને 'જુનવાણી'નું વિરોધી હતું. એ સમયમાં મતમતાંતરોની 'જડ' 'જડતા'ના છેલ્લા પગથિયે પહોંચી ગઇ હતી. એવાં સમયે જડવાદી વૈષ્ણવોના પાખંડનો વિરોધ થવો સામાન્ય વસ્તુ હતી.

મહારાજ લાયબલકેસમાં ગુજરાતી ગદ્યના પિતા કવિશ્રી નર્મદે પોતાની જુબાની આપતાં જણાવ્યુ હતું કે વલ્લભાચાર્ય મતના કેટલાંક પુસ્તકો મેં વાંચ્યા છે તેમાની જે વાસ્તવિક વિકૃતિઓ તેના ભાષાર્થમાં પ્રગટ થાય છે તે અર્થો અનેક શાસ્ત્રીઓએ કબુલ્યાં છે. પરંતુ પેટના કારણે તેઓ મહારાજોને કશું કહી શકતાં નથી. કવિશ્રી નર્મદની જુબાની વડે સ્પષ્ટ થાય છે કે તેઓ સંસ્કૃત સાહિત્યનાં જ્ઞાતા હતાં. ઇ.સ. ૧૮૭૫ ના પ્રારંભમાં મહર્ષિ દયાનંદ સૂરત આવ્યા હતાં.

સૂરતમા તેમનુ પાંચમુ વ્યાખ્યાન કવિશ્રી નર્મદના પ્રબંધથી તેઓના મકાનના પ્રાંગણમાં થયું હતું, કવિ નર્મદે મહર્ષિ સાથે સંસ્કૃતમાં પણ વાર્તાલાપ કર્યો હતો. માની લઇએ કે કવિ નર્મદ સંસ્કૃતના સાધારણ જાણકાર હશે પરંતુ મુર્ખ, પાખંડી મહારાજો તો અવિદ્યાની મૂર્તિ અને સંસ્કૃત જ્ઞાનમાં શુન્ય હતાં. જે મહારાજો શુદ્ધ હિન્દી કે ગુજરાતી પણ નહોતાં બોલી શકતાં, તેમનો બચાવ કરી ઈતિહાસને વિકૃત રૂપ આપનાર લેખકના પુસ્તકનું પ્રાક્કથન લખી આપે હંમેશને માટે કાળું કલંક લગાડયું છે. આપશ્રી દેવકીનંદનજીને વીસમી સદીના પૂર્વાર્ધમાં પુષ્ટિમાર્ગ અને હિંદુધર્મ ઉપર ફળી વળેલાં ભયંકર વાદળને વિખેરનાર ગણાવો છો એ તો જુઠાઇનો ભયંકર નમુનો છે. મહર્ષિ દયાનંદને આપે ઘોર અન્યાય કર્યો છે.

પં.લેખરામની નોંધ મુજબ ઈ.સ.૧૮૬૫ના ઓકટોબરથી માર્ચ, ૧૮૬૬ સુધી મહર્ષિ દયાનંદ જયપુરમાં હતાં. આ સમય દરમ્યાન જયપુરમાં શૈવ અને વૈષ્ણવો વચ્ચે ભયંકર વિવાદ થયો હતો જેને લઈ શાસ્ત્રાર્થો શરૂ થયાં. વૈષ્ણવમત અનાચારનું સૂચક હતો. શૈવ લોકોની એવી બુરી વાસ્તવિક્તા નહોતી, જેથી મહર્ષિ દયાનંદે વૈષ્ણવો સામે જબરજસ્ત શાસ્ત્રાર્થ કરી તેઓને કાયમના માટે ભયંકર હાર આપી. એ સમયના વાતાવરણને લઈ કેટલાક ઈતિહાસ લેખકોએ મહર્ષિ દયાનંદને શૈવમાર્ગના સમર્થક લખ્યાં છે પરંતુ ઈતિહાસ વિદોએ વેદ વિરૂદ્ધ મત ખંડનના અંતિમ વાકયોની નોંધ લેવી જરૂરી છે. સમસ્ત પૌરાણિક મતમતાંતરો મહર્ષિ દયાનંદ માટે સમાન હતાં. જો કે વૈષ્ણવી દુરાચારો કામની ચરમ સીમામાં વહી રહ્યાં હોવાથી એ સમયે વૈષ્ણવોને પડકારવા અત્યાવશ્યક હતું.

મહર્ષિ દયાનંદના મહાન શાસ્ત્રાર્થના કારણે શ્રી કે.કા.શાસ્ત્રીના કહેવા મુજબના 'ફરી વળેલાં ભયંકર વાદળને વિખેરનાર' શ્રી દેવકીનંદનાચાર્યના પિતા બદલાયેલી રાજકીય પરિસ્થિતિ જોતાં બાળક દેવકીનંદનને લઈ જયપુર છોડી ભાગી છુટયા હતાં.

ઈ.સ. ૧૮૭૫માં મુબઇમાં સર્વપ્રથમ આર્યસમાજની સ્થાપના

થતાં, કરાવતાં પહેલાં મહર્ષિ દયાનંદને મુંબઈના વૈષ્ણવ લોકોના આગેવાન જીવનજી ગોંસાઈએ ઝેર અપાવવાનો કાળો પ્રયાસ કર્યો હતો. આ જીવનજી ગોંસાઈ એ વ્યક્તિ હતો કે જેણે જયપુરના દરબારમાં મહારાજા રામસિંહના ગુરુ લક્ષ્મણગીરીના શિષ્યના પ્રશ્નોના ઉત્તરમાં 'સત્ સિદ્ધાંત માર્તણ્ડ' નામનો ગ્રંથ છપાવવામાં જયપુરી વૈષ્ણવોને મદદ કરી હતી. (શ્રી દેવકીનંદનાચાર્યજી પૃ.૩૦) તેમજ બાદમાં જય-પુર છોડી નાસી જનાર ગોવિંદપ્રભુના પુત્ર દેવકીનંદનાચાર્યને મુંબઈ પ્રદેશમા સહારો આપ્યો હતો. મુખ્યત્વે દેવકીનંદનના જયપુર છોડ-વાનું વેર વાળવા તેમજ વૈષ્ણવ સંપ્રદાયની પોલ ઉઘડતી અટકે તે માટેજ જીવનજી ગોસાઈએ મહર્ષિ દયાનંદને મારી નાખવાનું કાવત્રું ઘડયું હતું. મહર્ષિ દયાનંદના મહાન યોગબળના પ્રતાપે 'દુષ્ટ લોકોનું એ કાવત્રુ નિષ્ફળ થયું હતું.

પોતાના મતગ્રંથોમાં નીચલીકક્ષાની લુચ્ચાઈ ભરી હોવાથી વૈષ્ણવ લોકો પોતાના ગ્રંથો છાપતા ડરતાં હતાં! કોઈને દેખાડતાં પણ નહોતાં!! તેથી મહર્ષિ દયાનંદે પણ નોંધ કરવી પડી કે,

"પોતાના ગ્રંથો પોતેજ વાંચવા પણ બીજાને વાંચવા પણ ન આપવા એ શું વિદ્વાનોનું કર્તવ્ય છે ? એમ કરવાથી તો જણાય છે કે ગ્રંથના લેખકને પહેલેથી જ શંકા હતી કે આ ગ્રંથોમાં અમે ઘણી અસંભવિત વાતો લખી છે. અને તે જો બીજા લોકો જાણશે તો તેનું ખંડન કરશે, અને અમારા અનુયાયી જો બીજાના ગ્રંથો વાંચશે તો અમારા મનમા એની શ્રદ્ધા રહેશે નહિ" (સં. પ્ર. અનુ-ભૂમિકા–૧૨, સસુ.)

શ્રી કે.કા.શાસ્ત્રી જો એમજ માનતા હોય કે વૈષ્ણવી ગ્રંથોમાં ક્યાંય પણ નબળી વાતો કે ક્ષતિઓ નથી તો તેઓની 'પરિમિત વૈષ્ણવી મતવાદી બુદ્ધિનુંજ પરિણામ' લેખીશું આગામી પૃષ્ઠોમાં વૈષ્ણવમતના મુખ્ય ગ્રંથોની વિશદ છણાવટ કરવામાં આવશે.

**હવે શુદ્ધાદ્વૈત માર્તણ્ડનુ ખંડન લખીએ છીએ :**

શુદ્ધ અને અશુદ્ધ શબ્દનો શું અર્થ કરો છો ? એ રીતે પ્રાસ

થાય તે દ્વીત કહેવાય છે, જે દ્વીત તેજ દ્વૈત અને જે દ્વૈત ન હોય તે અદ્વૈત. કાર્ય કારણનું એકરૂપ હોવું તે અથવા એ જ એક બ્રહ્મ સ્ત્રી પુરુષ રૂપથી બે પ્રકારની ક્રિડા કરવાને માટે પ્રકટ થયું.

આમ કહેવું યથાર્થ નથી કેમકે અવિદ્યા વગેરે દોષો વગરનું અને સદાય વિજ્ઞાન સ્વરૂપ હોવાથી બ્રહ્મનું જગતરૂપ થવું અયોગ્ય છે. કદાચ જીવ વગેરે જે કાર્યરૂપ જગત છે એ બ્રહ્મ જ છે તો અનંત વિજ્ઞાન, રચના, ધારણ, સર્વજ્ઞતા, સત્ય સંકલ્પ વગેરે ગુણો આ જગતમાં કેમ જોવામાં નથી આવતા ? અને બ્રહ્મને કાર્યરૂપ માનશો તો જન્મ, મરણ, હર્ષ, શોક, ભૂખ, તરસ, વધવું, ઘટવું અને જડતા ઈત્યાદિ જગતના પ્રાણીઓના દોષ બ્રહ્મને પણ લાગશે.જેનાથી બંધન, નરક, દુઃખ અને વિષયભોગ પણ ઈશ્વરને જ ઘટશે આથી વલ્લભ દ્વારા કરવામાં આવેલ અર્થ મિથ્યા જાણવો જોઈએ.

તેમજ દ્વીત અને દ્વૈત એકજ બાબત છે. દ્વૈતનો નિષેધ અદ્વૈત કહેવાય. તેનું પ્રત્યક્ષ ઉદાહરણ 'सर्व खल्विदम्.' આ શ્રુતિ છે. એમ કહેવું એ વલ્લભનું ભસવું માત્ર છે. કાર્ય કારણરૂપ બ્રહ્મ બે પ્રકારથી પરિણીત છે તો દુઃખ, બંધન અને નર્ક પ્રાપ્તિ થવું વગેરે દોષ બ્રહ્મમાંજ હોઈ શકે. પૂર્વ અવસ્થિત દ્રવ્યના અવસ્થન્તર પ્રાપ્તિ 'પરિણામ' કહેવાય છે તે રીતે જ આપના મતમાં બ્રહ્મ જ જગત રૂપ બની ગયું આનાથી શું પ્રતીત થાય છે તે જુઓ, જગતમાં જે અવિદ્યા, જ્વર, પીડા વગેરે દોષોને પણ વલ્લભે બ્રહ્મમાંજ માની લીધા છે તેનાથી આપનો મત વેદ અને યુક્તિ (તર્ક)થી વિરુદ્ધ છે તે જાણવું જોઈએ.

વલ્લભે 'सर्वखल्विदं ब्रह्म' વગેરે શ્રુતિઓનો અર્થ જાણ્યો નથી. કેમકે સમાધિમાં સંયમ કરવાથી વિજ્ઞાનના પ્રકાશથી જેવું બ્રહ્મસ્વરૂપ જાણવામાં આવે છે, તે સમયે કરવામાં આવેલ વિદ્વાનોના અનુભવ એજ શ્રુતિનું તાત્પર્ય છે.

જેમકે કોઈએ કહ્યું કે આ બધું સોનું છે તો તેમાં પીત્તળ વગેરે ધાતુઓ મળેલી નથી. એજ રીતે સચ્ચિદાનંદ સ્વરૂપ એકરસ

બ્રહ્મની અંદર અન્ય વસ્તુ મળેલી નથી પરંતુ આ બધું બ્રહ્મજ એક રસ છે એવું જાણવું જોઈએ, કેમકે બ્રહ્મ એકરસ, અખંડ અને અભેદ્ય છે. જેવી રીતે 'अयमात्मा ब्रह्म' 'આ આત્મા બ્રહ્મ છે' આ વાકયમાં ઈદમ્ શબ્દથી બ્રહ્માત્માનું જ ગ્રહણ થાય છે પરંતુ જગતની કોઈ અન્ય વસ્તુનો સંબંધ ગ્રહણ થતો નથી.

'तज्जलान इति ब्रह्म ?' 'તજ્જ' નામ તેનાથી આ સંપૂર્ણ જગત ઉત્પન્ન થયું. 'તલ્લ' નામ, તેનામાંજ બધું લય થાય, 'તદન' નામ, તેનામાં સંપૂર્ણ જગત ચેષ્ટા કરી રહ્યું છે આ રીતે શાંત થયેલ પુરુષ બ્રહ્મની ઉપાસના કરે.અર્થાત્ એ બ્રહ્મના અનંત સામર્થ્યથી જ આ જગતના જન્મ મરણ અને ચેષ્ટા વગેરે કર્મ થાય છે, આ રીતે બ્રહ્મનીજ ઉપાસના કરવી જોઈએ અન્યની નહી. આ અર્થ વલ્લભે પણ નથી જાણ્યો તો વલ્લભના સંપ્રદાયી આપ લોકોની તો વાત જ શું કરવી ? 'सर्वं ब्रह्मात्मकं विश्व मिदमाबोध्यते पुरः । सर्व शब्देन यावद्विदृष्ट श्रुतमदो जगत ॥१॥ 'સંપૂર્ણ જગત બ્રહ્મસ્વરૂપ છે તે પહેલાં જ જણાવવામાં આવ્યું છે. 'સર્વ' શબ્દથી જેટલું આ જગત જોયું સાંભળ્યું છે તે બધુ જાણવું. बोध्यते तेन सर्वहि ब्रह्मरुपं सनातनम् । कार्यस्य ब्रह्मरुपस्य ब्रह्मैव स्याद्धि कारणम् ॥२॥ એનાથી આ સંપૂર્ણ જગત બ્રહ્મરૂપ સનાતન છે. કેમકે બ્રહ્મરૂપ કાર્ય જગતનું કારણ બ્રહ્મ જ હોઈ શકે છે. साकारं सर्वशक्त्येकं सर्वज्ञं सर्व कर्तृ च । सच्चिदानन्द स्वरुपं हि ब्रह्म तस्मादिदज्जगत ॥३॥ એ બ્રહ્મ સાકાર સર્વશક્તિ યુક્ત, એક સર્વજ્ઞ અને દરેકને રચનાર સત્ ચિત્ આનંદ સ્વરૂપ છે. તેનાથી જ આ જગત બન્યું છે." शुद्धा द्वैतपदे ज्ञेयः समासः कर्मधारयः । अद्वैत शुद्धयोः प्राहुः षष्ठी तत्पुरूषं बुधाः ॥४॥ શુદ્ધાદ્વૈત પદમાં કર્મધારય સમાસ જાણવો જોઇએ તથા વિદ્વાન લોકો "અદ્વૈત શુદ્ધ" પદમાં ષષ્ઠી તત્પુરૂષ જણાવે છે.

વગેરે વલ્લભના (ઉપરોક્ત) શ્લોક 'શુદ્ધાદ્વૈત માર્તણ્ડ' નામના ગ્રંથમાં વાસ્તવમાં અશુદ્ધ જ છે એમ ચોક્કસ જાણવું જોઈએ. શુદ્ધનામ કાર્ય અને અદ્વૈત નામ કારણ, જે શુદ્ધ છે એજ અદ્વૈત એ કર્મધારય

સમાસ કાર્ય કારણના એક સ્વરુપ એકાત્મક ગુણવાળો ન હોવાથી અસંગત છે. ષષ્ઠી તત્પુરૂષ સમાસ પણ ઠીક નથી કેમકે ખરેખર જે બે પદાર્થ છે તેમની એકતા કેવી રીતે થઈ શકે ? અને કદાચ વાસ્તવમાં બે નથી તો કાર્યકારણરૂપ કહેવું વ્યર્થ છે. આનાથી શુદ્ધ પુરૂષ અને શુદ્ધ સ્ત્રી બંનેનું એક શેષ સમાસ પણ અસંગત છે.

અર્થાત્ મૈથુન સમયે દ્વૈત, સ્ત્રીઓમાં રાધાની ભાવના અને પોતાનામાં કૃષ્ણની ભાવના કરો છો. હું કૃષ્ણ, તું રાધા, તારો અને મારો સંગમ થાય, વગેરે કુકર્મોથી વલ્લભ વગેરેનો મત પતન કરવાવાળો જાણવો જોઈએ કેમકે, 'લક્ષ્મણ ભટ્ટનો પુત્ર વલ્લભ થયો. તેણે પણ પહેલાં વિષ્ણુસ્વામીના સમ્પ્રદાયમાં વિરક્ત ( સંન્યાસ ) આશ્રમ ધારણ કરી અને બાદમાં ગૃહસ્થાશ્રમ ધારણ કર્યો તેમજ 'ગોકુળનાથ, વિઠ્ઠલ વગેરેએ અનેક પ્રકારનાં વ્યભિચાર કર્યા વગેરે બાબતો તેમના મતસ્થ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે, તેમના મુળપુરૂષ લક્ષ્મણભટ્ટથી શરૂ કરી અત્યાર સુધી વલ્લભ સંપ્રદાયમાં વ્યભિચાર વગેરે દુષ્કર્મ જેવા હતાં તેવા જોવા મળે છે, તેથી જે લોકો એમના સંપ્રદાયમાં વિશ્વાસ કરે છે અને વલ્લભાચાર્ય વગેરે (પરંપરાગત) મતના લોકોને ગુરૂ માને છે તેઓને પણ એવાંજ જાણવા જોઈએ. એવાં પાપ કર્મ કરનાર અધર્મી ગુરુઓનો ત્યાગ કરવા તેમજ મારી નાખવામાં પાપ નહિ પરંતુ પુણ્ય થાય છે. આ બાબતમાં ધર્મશાસ્ત્રનું પ્રમાણ છે. गुरुं वा बालवृद्धोवा ब्राह्मण वा बहुश्रुतम् । आततायिन मायान्तं हन्यादेवा विचारयन् ॥१॥ 'ગુરૂ અથવા બાળક, વૃદ્ધ કે બહુશ્રુત બ્રાહ્મણ, આ બધાં જ આતતાયી(ત્રાસરૂપ-વાદી-જનક) ધર્મનાશક, અધર્મ ફેલાવનાર હોય તો શાસનકર્તા વગર વિચાર્યે તેમને ખતમ કરે (૧) नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन । प्रकाशं वाऽप्रकाशं वा मनुयुस्तं मन्युमृच्छति ॥२॥ [मनुस्मृति]. કેમકે આતતાયીઓને મારવામાં મારનારને દોષ નથી લાગતો ચાહે જાહેરમાં મારો કે એકાંતમાં. ક્રોધને ક્રોધ મારે છે તે હિંસા કહેવાતી નથી. ૨. ધર્મને છોડીને સંપૂર્ણતઃ જે અધર્મમાં પ્રવૃત્ત થાય છે તે આતતાયી કહેવાય છે. પ્રશ્નઃ શુદ્ધાદ્વૈત પ્રકાશરૂપ

છે કે સ્વભાવથી જ અંધકાર રૂપ છે ? ઉત્તર: પ્રકાશરૂપ હોવું, પહેલો પક્ષ એ માટે ઠીક નથી કે કદાચ સ્વભાવથી જ પ્રકાશસ્વરૂપ હોય તો સૂર્યની સ્વયં રચના પ્રકાશસ્વરૂપ હોવાથી માર્તણ્ડ નામનું પુસ્તક જોવાને માટે સૂર્યની જરૂર જ ન પડત ! સૂર્યપ્રકાશની અપેક્ષા વગર જ કાર્ય સિદ્ધ કરવું એ સંભવિત નથી.

સ્વભાવથી અંધકાર સ્વરૂપ હોવું, બીજો પક્ષ પણ ઠીક નથી કેમકે સ્વભાવથી પણ અંધકાર સ્વરૂપ હોય તો સૂર્યથી જ તેનું પ્રકાશિત થવું અસંભવ બની જાય !

આરીતે 'સત્સિદ્ધાંત માર્તણ્ડ'નું પણ ખંડન સમજી લો. એ પૂર્વોક્ત રીતે શુદ્ધાદ્વૈત માર્તણ્ડ' અને 'સત્સિદ્ધાંત માર્તણ્ડ' આ બંને પુસ્તકોનાં નામ શુદ્ધાં શુદ્ધ નથી.ગ્રંથના અશુદ્ધ હોવામાં તો કહેવું જ શું. આ રીતે 'વિદ્વન્મંડન' નામક ગ્રંથનું પણ ખંડન જાણી લો.

જ્યારે તમારો આચાર્ય, વિઠ્ઠલ વિદ્વાન નહોતો તો પછી વિદ્વાનોનું એ મંડન જ કેવી રીતે કરી શકે ? પરંતુ પરસ્ત્રીગમન, પરાયું ધન હરવામાં અને વ્યભિચારના મંડન કરવાનાં તો ખરેખર તેનું સામર્થ્ય હતું, બીજા કોઈ કાર્યમાં નહીં. તેનું પ્રમાણ માત્ર જણાવીએ છીએ'

✓ વિઠ્ઠલકૃત વિદ્વન્મંડન નામે ગ્રંથમાં 'નિજમુરલિકા.' વગેરે લખ્યું છે. તેનો મતલબ એ છે કે મુરલીનો શબ્દ સાંભળી ગોકુળની સુંદર સ્ત્રીઓ આવી. કૃષ્ણએ તેમની સાથે ક્રીડા કરવાને માટે પ્રેમપૂર્વક તેમને 'ગ્રહણ કરી,' અર્થાત્ યુવાન, યુવાન સ્ત્રીઓને જોઈ ગોપોની જેટલી સ્ત્રીઓ હતી તેટલાંજ પોતાના એકજ પ્રકારના શરીર ધારણ કરી તેમની સાથે સંભોગ કર્યો. વગેરે ભ્રષ્ટ વચનો કહેવાથી 'વિદ્વન્મંડન' નામજ અયોગ્ય છે ! કેમકે આ પુસ્તકમાં મુર્ખતા, વ્યભિચાર અને અધર્મોનું મંડન (સમર્થન) છે.

✓ આ રીતે 'અણુભાષ્ય' પણ અસંગત જ છે અને એવાંજ 'રસભાવના' વિગેરે ભાષાકીય ગ્રંથો પણ અત્યંત ભ્રષ્ટ છે. તેમાંથી ઉદાહરણ માટે એક બાબત લખીએ છીએ.

રાધાના સ્તન વગેરે અંગોમાં લાડુ વગેરેની ભાવના કરવી જોઈએ તેમજ ગોલોકમાં શ્રીકૃષ્ણ, એક માત્ર પુરૂષ (છે) અને બીજી બધીજ સ્ત્રીઓ છે. શ્રીકૃષ્ણ એ સ્ત્રીઓ સાથે રાતદિવસ (સતત) સંભોગ કરતાં રહે છે, સૂર્યોદય થતાં જ [પૃથ્વી લોકના ભારત દેશથી મૃત્યુ પામી ગોલોકમાં મોક્ષ મેળવવાં આવેલા વૈષ્ણવ આત્માઓ રૂપી] જે સ્ત્રીઓ છે તેટલાંજ પુરૂષો શ્રીકૃષ્ણના શરીરમાંથી નીકળી (મોક્ષ મેળવવાં આવેલા વૈષ્ણવ આત્માઓ છે તો) એક–એક સ્ત્રીને (કૃષ્ણ-રૂપી) એક–એક પુરૂષ સાથે) જોડાઈ જઈ (એકબીજાની હાજરીમાં–, સામૂહિક રીતે એ) બધાં જ पुष्कल मैथुन माचरन्ति सर्वे ભયંકર ગતિથી સંભોગ કરે છે. [ગોલોકમાં અત્યારે પણ આ નિત્યલીલાં ચાલુ છે...અનંત સમય સુધી ચાલ્યા કરશે ! !] વળી વલ્લભનુ નામ મહાપ્રભુ રાખ્યું છે. પ્રભુ ઈશ્વરનું નામ છે, તે પ્રત્યેક શરીરમાં વ્યાપ્ત છે એવું વેદમાં કહ્યું છે. જ્યારે એ ઈશ્વરના તુલ્ય અત્યાર સુધી ન કોઈ થયું કે ન થશે તો તેનાથી અધિક તો કોણ થઈ શકે છે !

તો પછી મહાપ્રભુ કહેવાથી એવું જણાય છે કે જેવી રીતે 'બ્રાહ્મણની સાથે 'મહત્' શબ્દ લગાડવાથી [શુદ્રનું નામ] મહાબ્રાહ્મણ થાય છે એ રીતેજ મહાપ્રભુનું પણ જાણવું જોઈશે.

જે રીતે વેદ અને બુદ્ધિ વિરૂદ્ધ વલ્લભનો સંપ્રદાય છે તેજ રીતે શૈવ, શાક્ત, ગણપત્ય, સૌર અને વૈષ્ણવ વગેરે સાંપ્રદાયિકો પણ વેદ અને બુદ્ધિ વિરૂદ્ધ જ છે (बेद विरुद्ध मत खंडन)[20]

શ્રી કે. કા. શાસ્ત્રીએ જનતાને ભરમાવવા માટે વૈષ્ણવી ગ્રંથોમાં 'નબળી વાતો કે ક્ષતિઓ' નથી એવું લખી માર્યું છે. કદાચ આપ અથવા બીજા કોઈ પણ વૈષ્ણવી પુષ્ટીમાર્ગી કહેવાતાં વિદ્વાનની હિંમત હોય કે અમારા સંપ્રદાયમાં નબળી વાતો કે ક્ષતિઓ નથી તો ઉપરોક્ત સમીક્ષાનો ઉત્તર આપવો જોઈએ. પરંતુ પોતાના લેખમાં વ્યર્થ બચાવ કરતાં જણાવો છો,

'નતો સંપ્રદાયનાં સરેરાશ આચાર્યો સાંપ્રદાયિક પ્રણાલીએ ગુરૂદ્વાર તરીકે જાણીતા ગુરૂજનોના વિશુદ્ધજીવન સામે કોઈને કહેવાનો

વખત આવ્યો હોય, ધર્મને નામે સંપ્રદાય ઉપર કશેજ કાંઈ કલંક ચગાવી શકાય એવું થયું નથી. માનવસુલભ વ્યક્તિગત કોઈ ઉણપ હોય તેને સાંપ્રદાયિક સિદ્ધાંતો સાથે ભેળવીને સમગ્ર સંપ્રદાયને ઉતારી પાડવાનો પ્રયત્ન એતો નિરીશ્વરવાદીઓએ ઝડપી લીધેલી તકનું જ પરિણામ અમને લાગે છે,' તે સાંપ્રદાયિક મનોવૃત્તિ જાહેર કરે છે. આ વિશે મહર્ષિ દયાનંદે પણ લખ્યું છે. 'वल्लभादीनामिदानीन्तकान्तानां परस्त्रीगमनाद्य धर्मा-चरणस्य प्रत्याक्षानुमानाभ्यां दर्शनात् । अश्ववृषभ वानर गर्दभदयो यथा अश्विन्यादि स्त्रियो दृष्टवा पुष्टिप्रवाहान्मैथुनमाचरन्ति तथा भवतामपि पुष्टिप्रवाहत्वं दृश्यते नान्यथा'।

કેમકે વલ્લભથી લઈ અત્યાર સુધીના ગુંસાઈઓનું પરસ્ત્રીગમન વગેરે અધર્મનું આચરણ પ્રત્યક્ષ તેમજ અનુમાન વડે જાહેર જોવામા આવે છે. ઘોડો, બળદ, વાનર અને ગધેડો વગેરે જે રીતે ઘોડી વગેરે પોતાની સજાતિય સ્ત્રીઓને જોઈ પૃષ્ટિની આવેગના પ્રવાહમાં મૈથુન કરવા લાગે છે એવો જ આપ લોકોનો પણ પુષ્ટિ પ્રવાહ જોવામાં આવે છે. બીજું કશું જ નહીં વળી, 'गोशब्देन पशुगुणवान्, साईशब्देन यवनाऽऽचार्यः । अयं गोसाय्या ०यशब्दार्थेऽथ-धस्य गम्यागम्ययोर्विवेको न भवेत्यागञ्च न कुर्याद्धर्म न्याय विरुद्ध पक्षपात त्यागञ्च वेदोक्तन्धर्मम्परित्यजेतादृशा भवन्तो दृश्यन्त इति'।

અર્થાત્ 'ગો નામથી પશુઓના ગુણવાળો, સાંઈ શબ્દથી મુસલમાનોનો આચાર્ય, અર્થાત્ જેને અગમ્યાગમનનો વિવેક ન હોય અને ત્યાગ પણ ન કરે, ધર્મ તેમજ ન્યાયથી વિરૂદ્ધના પક્ષપાતને પણ ન છોડે અને વેદોક્ત ધર્મનો ત્યાગ કરી દે તેને 'ગુંસાઈ' કહેવામાં આવે છે. એવાં જ આપ લોકો જણાઈ આવો છો અને તેટલાં માટે જ ગુંસાઈ કહેવડાવો છો.[21]

→ વિ. સં. ૧૬૯૩ એટલે ઈ. સ. ૧૬૩૬ માં નર્મદાતટના દામોદર આશ્રમનાં એક સન્યાસીએ 'પાખંડધર્મ ખંડન' નામે ગ્રંથમાં દિગંબર જૈન, શાક્ત, માધ્વ, ભાગવતીય તેમજ વિશેષમાં વલ્લભાચાર્ય મતના આચાર્યો અને અનુયાયીઓના આચાર, વિચાર, અના-

ચાર અને વ્યભિચાર વગેરેના ભોપાળાં અત્યંત કઠક અને કડવીભાષામાં બહાર પાડેલાં. આ ગ્રંથનો એક ઐતિહાસિક સંદર્ભ ગ્રંથ તરીકે મહારાજ લાયબલકેસ દરમ્યાન ઉપયોગ થયો હતો. રેવરંડ ડૉકટર જોન વિલસનની જુબાનીમાં તેમાંના ત્રણચાર વાકયો દાખલ કરવામાં આવ્યા હતાં. તે વખતે આ મુળ ગ્રંથના વાકયો કોર્ટના કામમાં એકઝીબીટ તરીકે દાખલ થતાં વલ્લભ સંપ્રદાયના મહારાજ તરફથી કોઈ વાંધો લેવામાં આવ્યો નહોતો.

ઉપરોક્ત ગ્રંથમાં તેના કર્તાએ પોતાના સમયમાં ભોળા ગુજરાતમાં મુસલમાની રાજ્યમાં ચાલતાં વેદબાહ્ય મતો અને સંપ્રદાયોના આચારવિચારનું ખંડન કરી તેઓની અધમતા ઉઘાડી પાડી છે. તેમાંયે વલ્લભાચાર્યએ, તેમના પુત્ર વિઠ્ઠલનાથે અને તેમના ચોથા પુત્ર ગોકુળનાથે ચાલુ કરેલ સંપ્રદાય ઉપરતો અતિ કઠક ભાષામાં ભક્તિ અને રાસલીલાના ઓઠા નીચે ચાલેલ અનાચારનું ભયંકર નગ્ન સ્વરૂપ ખુલ્લું કર્યું છે. દામોદરદાસે પોતાના યુગમાં શરૂ થયેલ વેદબાહ્ય આચારવિચાર ધરાવતાં, વૈષ્ણવ ગુરૂઓના સંપ્રદાય અને ધાર્મિક અર્થસત્તાના જોર વડે સાંપ્રદાયિક જ્ઞાતિવાડા ધરાવતા એ સમયના ધનિક જ્ઞાતિવર્ગોને ફિટકાર આપ્યો 'બીજે તો આત્મા સમર્પણ કરે છે અને બ્રાહ્મણો ઘણી યાચના કરે છે તે છતાં પણ દયા વગરના નાસ્તિક વણિકો બ્રાહ્મણોને મૂઠી અન્ન કે ચોખા આપતા નથી તે માટે તેમને ધિક્કાર છે,' તેમજ તદ્કાલિન સામાજીક વાતાવરણમાં ધર્મ અને રાજસત્તાના બળ વડે ભારે વેપાર જમાવી ધનસત્તા બની મુર્ખતાભર્યા ભોગવિલાસમાં ફસાઈ ગયેલાં એ ધનવાન વણિક વર્ગ અને તેમના પાખંડધર્મના આચારવિચારનું ખંડન કરી ભયાનક પરિસ્થિતિને ઉઘાડી પાડતા જણાવ્યું,

વૈષ્ણવમત માનનારી સ્ત્રીઓ પોતાની યુવાન કન્યાઓના હાથ ઝાલી અથવા ઘરની અંદર રસ્સીથી મજબૂત બાંધી મહારાજોની પાસે આત્મ નિવેદન કરાવે છે.' 'જેમાં બાથ ભીડીને દીર્ઘ નેત્ર (મોટી આંખો) વાળી સ્ત્રીઓને આલિંગન કરવાનું કહ્યું છે અને ઈચ્છા પ્રમાણે પાન

અથવા ભોજન કરવાનું કહ્યું છે, અને જેમાં પોતાની તથા પારકી સ્ત્રીનો ભેદ રાખેલો નથી. યુવતીઓને પોતાના ગુરૂઓને આત્માનું અર્પણ કરવાનું કહ્યું છે, એવા મુક્તિના કારણરૂપ, વૈષ્ણવમતને પૃથ્વી ઉપર ધન્યવાદ છે."[22] આવાં નક્કર પુરાવાઓ હોવા છતાં પણ શ્રી કે.કા. શાસ્ત્રીએ પોતાના લેખમાં 'મહારાજ લાયબલ કેસ વખતે પડેલી એક પણ જુબાનીમાં દીક્ષાર્થી પુરૂષે દીક્ષા લેતી વખતે પોતાની પત્ની સાક્ષાત ગુરૂદ્વાર સમક્ષ રજુ કર્યાનું નોંધાયું નથી.'

એમ લખી મતવાદી બુદ્ધિના પરિણામ સ્વરૂપ વ્યર્થ રજુઆત કરી છે. કેમકે ઐતિહાસિક પુરાવાઓ સત્ય છે તેમજ સુધારકીય સમાજ સ્થિતિ જોતાં મુર્ખ વૈષ્ણવોએ પોતાની રહી સહી આબરૂ પણ ન જાય તે માટે સ્પષ્ટ કશું ન કહી શકયા તો પણ પોતાની સ્ત્રીઓ મહારાજોને આપતાં હતાં એ તો જાહેર થયું જ.

ઈ. સ. ૧૬૩૯ માં હાર્બર થોમસ નામના અંગ્રેજ મુસાફરે નોંધ્યું છે કે 'ગુજરાતના વણિકો ચુસ્ત શાકાહારી છે અને દારૂનું સેવન કરતા નથી. તેમના ધર્મગુરૂઓ તેમની (અનુયાયીઓની) પત્નીઓ સાથે પ્રથમરાત્રિ ગાળે છે કેમકે તેમનામાં એવી માન્યતા છે કે તેમ કરવાથી તેમના સંતાનો વધારે પવિત્ર અને ભાગ્યશાળી બને છે !'[23]

ભક્તકવિ અખાએ પણ વલ્લભી મહાધુર્તોના આચારવિચાર વિશે સખત ટીકા કરેલી છે તેમજ

'ગોસાંઈજી મહારાજો ભાટીયાઓની મિલકતોના કુલરણીધણી છે અને એ મહારાજો પોતાની મરજી માફક મીલકતોનો કંઈપણ ઉપયોગ કરી શકે છે. અને એજ રીતે યોનિસંબંધ પણ મહારાજો રાખે છે. ઘણા ખરા ધનવાન ભાટીયાઓ પોતાની વહુદીકરીઓને મહારાજ લોક ઉપભોગ કરે તો તેમાં તેઓ પોતાનો માનમરતબો ને ઊંચુ કૂળ માને છે ! આ તરફના મુખ્ય મહારાજ ગોપીનાથજી શરીરે લાકડાં જેવા દુબળા બાંધાના હોઈને દરેક પ્રકારનાં કુકર્મોથી એટલાં તો કૃષ્ટ થઈ ગયાં છે કે એ ઝાડના પાંદડાની માફક તેઓ થરથર કાંપયા કરે છે. હરવખત અફીણના નશામાં ચકચૂર રહે છે, તેમજ

બીજા એવા જ દુર્વ્યસનોના નશામાં એવાં તો ગરક થઈ ગયાં છે કે સ્ત્રી સંભોગ ચેષ્ટા હરવખતે પ્રબળ બનેલી રહે છે.[24]

પૂર્વ એશીયામાં ન સુધરેલી ઘણી જાતોમાં દેવોના પ્રતિનિધિ તરીકે ધર્મગુરૂઓએ ભાગ બજાવેલો છે, કે જેમને બાળાઓ તથા નવપરિણીત વધુઓના કૌમારવ્રત ભંગનું કામ સોંપવામાં આવે છે. દાખલા તરીકે હિંદમાં વલ્લભે સ્થાપેલ મહારાજોના પંથમાં અનીતિને ઈશ્વરીય કાયદાના ઉચ્ચ સ્થાને લઈ ગયાં છે.[25]

વલ્લભમત પણ વામમાર્ગનો ભેદ છે. એથી જ ગુંસાઈ લોકો સ્ત્રી સંગ વધારે કરે છે. 'એ લોકો વિદ્યા શુન્ય હોઈ સર્વદા પ્રમાદમાં પડ્યાં રહે છે'

'જે કંઈ અર્પણ કરવું હોય તે ગુંસાઈજીને અર્પણ કરવું બીજાને નહિ એ બધું સ્વાર્થસાગરનું સૂચન કરે છે. બીજાનું ધન કેમ હરી લેવું અને વેદોક્ત ધર્મનો કેમ નાશ કરવો એને માટે જ બધી લીલા રચી છે.'

'ગુંસાઈ લોકો પોતાના મતને પુષ્ટિમાર્ગ કહે છે અર્થાત ખાવું, પીવું, પુષ્ટ થવું અને બધી જ સ્ત્રીઓ સાથે મરજી મુજબ ભોગ વિલાસ કરવો તેને પુષ્ટિમાર્ગ કહે છે. પરંતુ જ્યારે ભગંદર આદિ દુ:ખદાયી રોગોથી ગ્રસ્ત થઈ ઝૂરી મરે છે ત્યારે તે વેદના પણ એ લોકો જ જાણતા હશે, ખરી રીતે પૂછતા હો તો એ 'પુષ્ટિ'માર્ગ નથી પણ 'કુષ્ટિ' માર્ગ છે. જેમ કોઢિયાના શરીરમાં બધી ધાતુઓ પીગળી પીગળી નીકળી જાય છે અને કોઢિયો વિલાપ કરતો કરતો મરણ પામે છે, તેવી જ રીતે એ લોકોની લીલા જોવામાં આવે છે. જો કોઈ નરકમાર્ગ હોય તો એજ છે. કારણ દુ:ખનું નામ નરક અને સુખનું નામ સ્વર્ગ છે. એવી રીતે ખોટી જાળ ફેલાવી બિચારા ભોળાં માણસોને ફસાવી અને પોતાને શ્રીકૃષ્ણ માની બધાના સ્વામી થઈ બેઠાં છે.'

'ગુંસાઈ લોકોનો આ અભિપ્રાય હોય છે કે કમાય તો અમારાં ચેલાંઓ અને આનંદ લૂંટીએ અમે.'

'જ્યારે કોઈ ગુંસાઈની પધરામણી કરે છે ત્યારે તેને ઘેર જઈ લાકડાની પૂતળીની માફક ચૂપચૂપ થઈ બેસી રહે છે, કશું પણ ઉપદેશ પરત્વે બોલતાં નથી. બિચારા શું બોલે! જો બોલે તો મૂર્ખ ગણાઈ જાય. 'मूर्खाणां बलम मौनम्' મૂર્ખનો મૌન એજ બળ હોય છે. જો બોલે તો બધી પોલ નીકળી જાય. જ્યારે એ લોકો બેઠાં હોય છે ત્યારે સ્ત્રીઓ સામું એકીટશે જોતા રહે છે. જે સ્ત્રી તરફ ગુંસાઈજી જુએ છે તે પોતાનાં મનમાં પોતાને ભાગ્યશાલિની સમજે છે. તેના પતિ, ભાઈ, માતા અને પિતા મૂર્ખતાને લઈ ઘણાં પ્રસન્ન થાય છે. બધી સ્ત્રીઓ ગુંસાઈજીના ચરણસ્પર્શ કરે છે. જેના ઉપર ગુંસાઈજી પ્રસન્ન થાય છે તેની આંગળી પગેથી દબાવી દે છે ત્યારે તે સ્ત્રી અને તેના બન્ધુઓ પોતાને મહાભાગ્યવાન સમજે છે. એ સ્ત્રીને તેના પતિ આદિ કહેવાં લાગે છે કે તું ગુંસાઈજીની ચરણસેવામાં જા. કોઈ ઠેકાણે એ સ્ત્રીના પતિ આદિ પ્રસન્ન ન હોય, ત્યાં કુટ્ટિની આદિથી કામ સિદ્ધ કરી લે છે, ખરેખર તો એવાં લોક જ મોટી સંખ્યામાં એના મંદિરમાં અને એની સેવામાં રહે છે,

એ લોકોનો દક્ષિણાનો પ્રકાર આ પ્રમાણે છે, જ્યારે કોઈની પાસે દક્ષિણા માગે છે, ત્યારે કહે છે કે લાવો ગુંસાઈજીની ભેટ, મુખ્યાજીની ભેટ, બાહિરયાજી (દ્વારપાળ ની ભેટ, ગવૈયાજીની ભેટ એ સર્વ રસ્તાઓથી મરજી મુજબ માલ પડાવે છે, જ્યારે ગુંસાઈજીનો કોઈ શિષ્ય મરવા પડે છે ત્યારે તેની છાતી ઉપર ગુંસાઈ પગ મૂકે છે અને જે કંઈ મળે તે ગુંસાઈજી ગડપ કરી જાય છે, શું એ કામ ચાંડાલના અને કારટિયાના જેવું નથી?

કોઈ ચેલો તો વિવાહમાં ગુંસાઈને બોલાવી તેને હાથે બાળક અને બાળકીનું પાણિગ્રહણ કરાવે છે. કેટલાંક સેવક તો ગુંસાઈને કેશરીઆ સ્નાન કરાવે છે, અર્થાત્ ગુંસાઈને શરીરે સ્ત્રી અને પુરૂષ બંને મળી કેશર ચોળી પછી એક મોટા વાસણમાં પાટલો મૂકી સ્નાન કરાવે છે. જ્યારે ગુંસાઇ સ્નાન કરી ધોતિયું એ જ વાસણમાં મૂકી ચાખડી ઉપર ચઢી બહાર આવે છે ત્યારે તે જળનું બધા સેવકો

આચમન કરે છે! પછી અનેકવિધ મસાલાવાળી પાનની પટ્ટી બનાવી ગુંસાઈને આપે છે. ગુંસાઈ તે પાન થોડું ઘણું ચાવી ગળે ઉતારી દે છે, અને બાકી રૂપાના કટોરામાં થૂંકી કાઢે છે અને તે કટોરાને સેવકો આગળ મૂકે છે. એમાં પિચકારી કરે છે. એની પણ પ્રસાદી વહેંચવામાં આવે છે! એને ખાસ પ્રસાદી કહે છે.

[શ્રી કે. કા. શાસ્ત્રી પોતાને સમજદાર વૈષ્ણવ અને વિદ્વાન ગણાવે છે તો કદાચ આપે પણ 'સ્નાન જળનું આચમન' અને 'પાન પ્રસાદી' નો ટેસ્ટ કર્યો હશે જ! કદાચ ન કર્યો હોય તો...]

વિચારો તો ખરાં કે એ મનુષ્ય કેવા પ્રકારનાં? મનુષ્યમાં મૂર્ખતાની જો સીમા હોય તો બસ એટલી જ હશે, અને અનાચારની હદ હશે તોપણ એટલી જ હશે [આ મહા અનાચારી] લોકો કહે છે કે અમે ઠાકોરજીના રંગરાગ અને ભોગમાં બહુ પૈસો વાપરીએ છીએ. પરંતુ ખરી રીતે એ લોકો જ રંગરાગ અને ભોગ ભોગવે છે. પૂછો તો મહાન અનર્થ થાય છે. હોળીને દિવસે પિચકારીઓ ભરી સ્ત્રીઓના અસ્પૃશ્ય અવયવો ઉપર અને ગુપ્ત સ્થાનમાં મારે છે. બ્રાહ્મણને નિષિદ્ધ રસ વિક્રય પણ એ લોકો જ કરે છે...ગુંસાઈજી સ્વયં વેચે છે. રસ વિક્રય કરવો એ નીચનું કામ છે, ઉત્તમનું નહિ. આવા લોકોએજ આર્યાવર્તની અધોગતિ કરી નાખી છે.'[26]

શ્રી કે. કા. શાસ્ત્રીની માન્યતા હજૂ પણ એવી જ હોય કે 'કૃષ્ટિ' ગુરૂજનોના વિશુદ્ધ જીવન અંગે પોતે આંધળી રીતે માને છે તેમ કોઈને કશું કહેવાનો વખત ન આવ્યો હોય તો, લક્ષ્મણ ભટ્ટ લગ્ન કર્યા પછી સંન્યાસી થયા અને પુનઃ ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યો. તેમજ તેમના પુત્ર વલ્લભ, વિષ્ણુસ્વામીની ગાદીએ સંન્યાસી થઈ બેઠાં પછી લગ્ન કર્યું તેથી 'વિલાયત ગમનના કેસના જજમેન્ટમાં સને ૧૯ ૧ માં કાશીબનારસના ડેપ્યુટી જજ શ્રી ચન્દ્રબસુએ પુષ્ટિમાર્ગ પંથ પ્રવર્તક–ગુંસાઈઓના વંશજોને આરૂઢ, પતીત, અહિન્દુ લખેલાં છે,[27]

શ્રી કે. કા. શાસ્ત્રીએ જાણવું જોઈશે કે વલ્લભીય પુષ્ટિમાર્ગ

વૈદિક તો નથી જ પરંતુ વામમાર્ગી અને તેમાંય અહિન્દુ છે! તેના પ્રવર્તકોના ચેલાઓ આપ પોતે પણ તેનાથી અલગ નથી જ.

'શ્રીનાથદ્વારાના તીલકાયત ગુંસાઈ દામોદરલાલનું એ ભયંકર સ્ટેટમેન. શ્રી દામોદરલાલે સુપ્રસિદ્ધ રાજા, મહારાજા અને શ્રીમંતોની ૮૦૦. (આઠસો) પરણેલી સ્ત્રીઓ તથા ૪૦૦ (ચારસો) કુંવારી બાળકીઓનાં શિયળ ભંગ કરી હંસાઓ બનાવી તે વાત તા. ૨૯–૯–૧૯૩૨ ના દેશનાં સર્વત્ર વર્તમાનપત્રોમાં સુપ્રસિદ્ધ થઈ છે.[૨૮]

સંવત ૧૯૮૮માં શ્રીનાથજીના ટીકાયત ગોવર્ધનલાલજીના પુત્ર દામોદરલાલજીએ દિલ્હીની હંસા વેશ્યા સાથે નૈનિતાલમાં લગ્ન કર્યાં[૨૯] [પ્રખ્યાત હિન્દી ફિલ્મ હિરોઈન 'બાંદીયા ગોસ્વામી' (સેક્સ બોંબ) પણ મહારાજોની ઇશ્વરીય સંતાન છે!] [ઈ. સ. ૧૮૫૦ થી ૧૯૦૦ સુધી એટલે કે વિ. સં. ૧૯૫૬માં છપ્પનીયા દુકાળ સુધી રૂપિયાની કિંમત સોગણી હતી ત્યારે,] 'પુષ્ટિમાર્ગના ગુંસાઈ મહારાજોના (૧) ચરણસ્પર્શ માટે રૂ. ૫) લેવાય છે. (૨) પગ પખાળવાના રૂ. ૩૫) (૩) ગુંસાઈને પારણામાં ઝુલાવવાના રૂ. ૪૦) (૫) શરીરે સુગંધી તેલ લગાવવાના રૂ. ૪૨) (૫) એક સાથે પલંગમાં બેસવાનાં રૂ. ૬૦) (૬) ગુંસાઈ મહારાજ સાથે ઓરડીમાં [બિઈંગ કલોઝેસ્ટ] છુપાઈ રહેવાનાં રૂ. ૫૦)થી ૫૦૦) લેવાય છે. (૭) ગુંસાઈ મહારાજોનું મુખનું ચાવેલું પાન ખાવાના રૂ. ૧૭) લેવાય છે. (૮) ગુંસાઈ મહારાજો સાથે નાચવા દેવાના રૂ. ૧૦૦) થી ૨૦૦) લે છે. (૯) ગુંસાઈ મહારાજોના સ્નાનનું મેલું પાણી પીવાના રૂ. ૧૭) લેવાય છે. ઉપર બતાવેલી અનીતિ બીજા કોઈ પંથમાં જોવામાં આવતી નથી.[૩૦] વેપારી મહાજનો ઉપર પણ આ રીતે કર હતો.[૩૧]

શ્રી કે. કા. શાસ્ત્રી કહી શકશે ખરાં કે પારણામાં ઝુલાવવું, સાથે પલંગમાં બેસવું, ઓરડીમાં છુપાઈ રહેવું, નાચવું, જુઠુ પાન ખાવું કે, મેલાપાણીનું આચમન કરવું એ કોઈ 'ગુરૂજનોનું વિશુદ્ધ જીવન છે ? આ કહેવાતા વિશુદ્ધ જીવનવાળા શ્રી વલ્લભાચાર્યજીના, 'શ્રી વિઠ્ઠલનાથજીના ઉપદેશ અને શ્રી ગોકુલનાથની સિદ્ધાંતરહસ્ય

ઉપરની બ્રહ્મ સંબંધ વિશેની ટીકા કે જેના ઉપર મુંબઈ હાઈકોર્ટમાં વિદ્વાન જજોએ તે 'વ્યભિચારવર્ધક' અને 'ઉત્તેજક' છે તેવી ટીકા કેસ દરમ્યાન કરી હતી[32]

'ગોકુળનાથની વિવિધ ઉઘાડી સ્થુલ શૃંગારી રહસ્ય ભાવનાની વાતો ગુજરાતના વિદ્વાનોમાં પ્રતિષ્ઠાને પામી નથી. તેમના બાહ્ય આચાર તટસ્થ જોનારને સારો વિચાર ઉત્પન્ન કરે તેવાં નથી.[33]

ધર્મધતિંગ પુસ્તકમાં 'અમદાવાદના હરેરામ બ્રહ્મર્ષિ પ્રકાશકે વલ્લભ સંપ્રદાય સંબંધમાં તેની ઉત્પત્તિથી માંડીને આજ સુધી ગુજરાતમાં કોણે કોણે લેખિત વિરોધ કર્યો છે, અને દોષો ઉઘાડા પાડયાં છે, તેના કાવ્ય વગેરેના ઐતિહાસિક રીતે શતકવાર ઉતારા આપ્યાં છે.[34]

'વૈષ્ણવોના ગુંસાઈજીઓ અતિશય વ્યભિચાર કરે છે એ વાત વિચારવાથી ઘણીજ ક્રુર માલમ પડે છે. એના કર્મો અત્યંત હલકટ તેમજ એની વૃત્તિ પાપનીય છે. એની ચાલ ચલણ સંસારની મર્યાદાઓથી અલગ એટલે કે નીતિ રહિત છે. અને એના આચરણો ધર્મથી સદંતર નીરાળા જ છે.....શિવ ! શિવ ! ! એના મંદિરોમાં એની માતા સમાન વયો વૃદ્ધ સન્નારીઓ, બહેન સમાન યુવતીઓ અને પુત્રી સમાન, કુંવારી કન્યાઓ આવે છે, એના પર એ પાપીઓ કુદષ્ટિ કરે છે અને ઉત્તમ ઉપદેશ આપવાના સ્થાન પર વ્યભિચાર કરે છે...એ અવતારીઓ ભસ્મીભૂત થાય, એવો ધર્મ ભૂગર્ભમાં મંડરાઈ જાય અને એ અવતારીઓ પર ફીટકાર છે.[35]

શ્રી કે. કા. શાસ્ત્રીએ આ પ્રમાણો ઉપર ખુબ જ મનન કરવું જોઈએ કેમકે આપ મનન કરશો તો વાસ્તવિક્તા ખ્યાલમાં આવી જશે. આપ ધર્મને નામે સંપ્રદાય ઉપર કશેજ કલંક ચડાવી શકાય એવું નથી બન્યું એ પ્રમાણે માનો છો તેનું કોઈ પ્રમાણ આપશો ? અથવા વૈષ્ણવી પુષ્ટીમાર્ગીય દુષ્ટલીલાઓ આચરવાથી આપના સંપ્રદાય ઉપર કંઈજ કલંક ચડયું નથી તેમ માની લેશો ? આપ સંપ્રદાય વિશે સાચું કહેનારને 'નિરીશ્વરવાદીઓએ ઝડપી લીધેલી

તકનું પરિણામ' માનો છો તો ગોપીઓનાં જૂથો શ્રીકૃષ્ણની બંસીથી મોહ પામી પોતાનાં ગૃહકાર્યો છોડી દઈને તેમને મળવા દોડી, કૃષ્ણ મળ્યા અને અદૃશ્ય થયાં, ગોપિકાઓને વિરહ વધ્યો અને તેણીઓ સ્ત્રી જાતિની કોમળતા પ્રમાણે રોઈ પડી તેમજ કહેવા લાગી કે

'मधुरया गिरा वल्गु वाक्यया बुधमनोहारयापुष्करेक्षण ? विधिकरीरिमाबीरद मुह्यतीरधरसीधुना प्याययस्व नः । અર્થાત્ હે કમળસમાં નેત્રવાળા ? હે વીર ? આપની સુંદર વાક્યોવાળી, વિદ્વાનોને (નહી મુર્ખાંને !) મોહ પમાડનારી મીઠી વાણીથી મોહ પામેલી અને દૈવયોગે દાસી થયેલી થયેલી અમોને આપ આપના અધરામૃતથી 'પુષ્ટ' કરો ! [ ચુંબન કરો ! ] ગોપિકાઓને વિપ્રયોગ તાપ વધ્યો અને તેણીઓ કૃશ થઈ ગઈ જેથી પુનઃ પુષ્ટ થવા માટે કૃષ્ણના અધરામૃતની માંગણી કરે છે. ઉપરોક્ત શ્લોક પહેલાં ગોપિકાઓ 'कृष्ण कुचेषु नः कृन्धि हृच्छयम्' । આપ આપનાં સુકોમળ ચરણ કમળને અમારા કુચમંડળ ઉપર મુકો અને, કામપીડા પતવો તેવી પ્રાર્થના કરી રહી હતી.

એવાં વ્યાખ્યાનો, કથાઓ કહેનાર મહારાજો ને કેવાં 'વાદી' માનશો ? આ શ્રૃંગારીઓમાં 'કામ' પ્રાધાન્ય છે તે નિર્વિવાદ છે. કામથી ક્રોધ, લોભ, મોહ વગેરે અનેક વિકારો આવવાં નિઃશંક છે. આમાંથી એકાદની અપ્રાપ્તિમાં અસૂયા દ્વૂષ પેદા થવાનો જ અને એ પ્રમાણે બનવાથી તામસતાનુ ભયંકર સામ્રાજ્ય પેદા થશે. શું એવાંઓને ઇશ્વરવાદી કહેશો ? શું તામસતાની એ મૂર્તિઓ ઈશ્વરવાદી કે ઇશ્વરભક્ત હોઇ શકે ખરાં ?

આપના 'વૈષ્ણવો વેદ, યજ્ઞ, જપ, તપ, શમ, દમ વગેરેની નિંદા કરવામાં પાવરધા છે. પ્રેમલા વૈષ્ણવો મંદિરમાં જે... જે ...કરતાં દોડે છે પરંતુ ડહાપણનું કોઇ છમકલુ તેઓમાં જોવા મળતું નથી. કેટલાંક મર્યાદા લઈ બેસે છે. પરંતુ તેમના ચારિત્ર્યમા કોઈ સાર નથી દેખાતો. આપ લોકો શ્રદ્ધા પ્રમાણે સિદ્ધિ ! માનો છો તે યથાર્થ છે કેમકે પોતાને કૃષ્ણ ગણનાર મહારાજો 'વિચિત્ર કાર્યો' કરી અનેક

રોગોના શિકાર બની વહેલાં ગોલોક સિધાવે છે. તેમજ સ્ત્રી ભાવના વડે પોતાને ગોપી માનવાથી ઘણા ખરા વૈષ્ણવોમાં 'બ્યંઢળ' 'નપુંસકતાની અસર થયેલી જણાય છે'[૩૦] વળી પુરાણીઓ, મુખ્યાઓ, જળગરીઆ, ભીતરીયા, ભંડારી તથા ગવૈયાઓની જીવન પ્રગતિમાં કોઇ શુદ્ધતા હોતી નથી. તમામ વૈષ્ણવો, સ્ત્રી અને પુરૂષોમાં અગાઉ જણાવેલ પ્રમાણો મુજબ અજ્ઞાન અને અંધ શ્રદ્ધાએ ભયંકર જડ ઘાલી છે. એનાં મૂળીયાં એટલાં ઉંડા ગયાં છે કે આજથી પાંચસો વર્ષ અગાઉ થઈ ગયેલ એક ઐતિહાસિકભૂલના સર્જકની વીસમી અથવા પચ્ચીસમી પેઢીએ તેના વંશજોને પરિણામે પવિત્ર અને અવતારી પુરૂષો માની આજે પણ એમનાં થૂંકને પ્રસાદી ગણવામાં આવે છે. એમની સાથે કૃષ્ણજેવી રાસલીલા (ભ્રષ્ટાચારના સર્જક સાંપ્રદાયિક મતવાદીઓની ઐતિહાસિક ભૂલનું એક પરિણામ) રમવામાં આવે છે. અને એમની સાથે અનીતિ કરવાના પાપને પુણ્ય માનવામાં આવે છે. જ્યાં જ્યાં પાખંડતા ને પૂજવામાં આવે છે ત્યાં વૈષ્ણવી લીલાઓનું વાતાવરણ સર્જાય છે.

જયપુરથી આવેલા ત્રણ કસ્ટમ અધિકારીઓએ ૨૭મી ઓગસ્ટ ૧૯૭૬ ના રોજ અમદાવાદના લાલજી મહારાજના ઘર પર દરોડા પાડીને લાખોની માલમત્તાં અને કેટલીક ચોંકાવનારી ચીજો કબજે કરી એ ઘટનાએ માત્ર વૈષ્ણવ સમાજ જ નહીં અન્ય ધર્મના લોકોને પણ આંચકો આપ્યો છે. સૌથી આંચકો આપે એવી 'મૂડી' તો પુસ્તક આકારના ખોખાંમાંથી મળી આવેલ ચોરાશી આસનનાં બીભત્સ ચિત્રોવાળા ગંજીપાના પાનાં હતાં. [એવું માનવામાં આવે છે કે અમદાવાદની અમુક શ્રીમંત વૈષ્ણવ ભક્તાણીઓએ મહારાજ સાથે માણેલા ભોગવિલાસના સંખ્યાબંધ ફોટોગ્રાફ્સ તેમજ ઉન્માદક પ્રેમપત્રોની 'માયામૂડી' પણ આ દરોડામાં હાથ લાગી છે.]

કૃષ્ણ બાળપણમાં રાસલીલા રમતા હતા પણ પચાસ વર્ષના લાલજી મહારાજ તો આધેડવયે કૃષ્ણ કનૈયાનું રૂપ ધારણ કરીને લીલા કરતાં હોવાનું કહેવાય છે, અરે, મહારાજ પુઠેથી હવા છોડે

ત્યારે શ્લોક સુદ્ધાં ગવાય છે. પાંચસો વર્ષ પહેલાં...પુષ્ટિ માર્ગી... વૈષ્ણવ...મૂળ સિદ્ધાંતો રચ્યા હશે એમને કલ્પના પણ નહીં હોય કે ભવિષ્યમાં પોતાના પંથમાં આટલી હદે સડો પેસી જશે.[37]

'માનવ નબળાઈનો ભોગ કોઈ ગુરૂ બન્યો હોય એ વાતને સાંપ્રદાયિક પવિત્ર સિદ્ધાંત સાથે કશો સંબંધ નથી. એ પાપનાં ભાગી અને ભોગી એવા વેવલાં–પ્રેમલાં અને ભોગ બનનાર ગુરૂ છે. સંપ્રદાય તો ઉજ્જવલ જ છે.'

એવું લખી આપે દુષ્ટ ગુરૂઓની કૃષ્ણમય સંભોગ લીલાઓનો ઐતિહાસિક રીતે સ્વીકાર કરીને પણ વ્યર્થ બચાવ કર્યો છે. આપ કહી શકશો ખરાં કે વૈષ્ણવસંપ્રદાયનો કયો સિદ્ધાંત પવિત્ર છે ? કયો સિદ્ધાંત બુદ્ધિને અનુકૂળ કે તર્ક સિદ્ધ છે ? તમારો સંપ્રદાય કેવાં અર્થમાં ઉજ્જવલ છે ? વેવલાંને પ્રેમલાં તો વલ્લભ અને તેના પુત્રો પણ હતાં તો પછી આપના સંપ્રદાયના પવિત્ર સિદ્ધાંતો સાથે તેને પણ કોઈ સંબંધ ન હોવો જોઈએ ! કદાચ 'ઉજ્જ્વલ' સંપ્રદાયના પ્રવર્તક કોઈ બીજા જ હશે, કેમ ?

કદાચ એવું માનવું આપને સ્વીકાર્ય ન હોય તો દુષ્ટ, લંપટ અને મહામુર્ખ મહારાજોની હારમાળા અત્યાર સુધી કેવી રીતે અને કયા સિદ્ધાંતો ઉપર ચાલી આવી ? અથવા તો આપના 'ઉજ્જવલ' સંપ્રદાયના 'પવિત્ર સિદ્ધાંતો' તેઓને પવિત્રજીવનના માર્ગે શા માટે ન ચલાવી શક્યા ?

શ્રીમાન મહામહિમોપાધ્યાય, પદ્મશ્રી કે. કા. શાસ્ત્રી ! ઉપરોક્ત તર્ક દ્વારા સિદ્ધ થાય છે કે આપના કહેવાતાં 'પવિત્ર સિદ્ધાંતો' અને સંપ્રદાયની ઉજ્જવલતા' બનાવટી અથવા કંઈક કાચી કે ઉપજાવી કાઢેલ જરૂર હોવી જોઈએ. કેમકે 'यद्यदाचरति श्रेष्ठ स्तत्तदेवेतरोजनः ।' પવિત્ર આચરણવાળા ગુરૂઓના શિષ્યો પણ પવિત્રાચારી જ થાય, પરંતુ આપના સંપ્રદાયમાં તો પ્રથમ શરૂઆતથી લઈ વર્તમાનકાળ સુધી વામાચારના શ્રેષ્ઠ નમુનાઓ જ ભેગાં થયા છે ! સુધારાનું તો કોઈ નામોનિશાન નથી પરંતુ દેખાવનો બનાવટી સુધારો

જાહેર થાય છે જ્યારે અંદર તો એનાં એજ ! આનું કારણ શું ?

પવિત્ર આચરણ માટે મનુષ્યના જીવનમાં પવિત્રતાના સાગર જેવાં કોઈ સિદ્ધાંતો કે સત્ય હોવાં જરૂરી છે. જો કોઈ પણ મનુષ્ય તેના શ્રેષ્ઠ જીવનને માટે દોરવણી રૂપ સત્ય સિદ્ધાંતો ધરાવશે તોજ શ્રેષ્ઠ જીવન જીવી શકશે. અન્યથા નહિ. સિદ્ધ થાય છે, વલ્લભ સંપ્રદાયમાં સત્યનું નામોનિશાન ન હોવાથી અને વ્યભિચારનો ભંડાર ભર્યો હોઈ તેનાં મહારાજોના જીવન ભ્રષ્ટ અને વ્યભિચાર જનક છે. આ બધાનું એક કારણ ગાડરીયો પ્રવાહ પણ છે. કેમકે આપના મતના ગ્રંથોમાં લખ્યું છે કે 'श्रावणस्यामले पक्ष एकादश्यां महानिशि । साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥ (સિદ્ધાંત રહસ્ય) તે મુજબ શ્રાવણ માસની કાળી એકાદશીની અર્ધરાત્રીએ વલ્લભને કોઈ શ્રીકૃષ્ણ મળ્યાં જ નહોતાં પરંતુ એ ભયંકર કાળી રાત્રીએ બીચારા વલ્લભને ચિત્તભ્રમ થઈ ગયેલ. જેના પરિણામો પાંચ શતક વીતવા છતાં પણ બાપડા વૈષ્ણવોને અનેક રીતે ભોગવવાં પડે છે. કેમકે પાંચસો વર્ષ પહેલાંની એ કાળીરાત્રીએ પાંચહજાર વર્ષ પહેલાં થઈ ગયેલ શ્રીકૃષ્ણને મળ્યાની વાત તો ખોટી જ છે પરંતુ આજે પાંચસો વર્ષ પછી પણ ચિત્તભ્રમિત અવસ્થા ધરાવતા પ્રેમલા-વેવલા શિષ્યો વાસ્તવિક પાગલ બની જઈ 'પવિત્ર સિદ્ધાંતો' અને 'ઉજ્જવલ સંપ્રદાય'ના બણગાં ફુંકી રહ્યા છો એ ખરેખર સાચું છે !

એજ પુસ્તકમાં આગળ જણાવાયું છે કે ગુંસાઈના ચેલા થઈ જવાથી તથા બધા પદાર્થોનું સમર્પણ કરવાથી એના શરીર અને માનસ દોષો નિવૃત્ત થાય છે મતલબ કે, ब्रह्मसम्बन्धकरणात् सर्वेषां न्देहजीवयोः । सर्व दोष निवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः ॥२॥ એ કથન તો મૂર્ખોને બહેકાવી પોતાના મતમાં ફસાવવાનો વલ્લભનો પ્રપંચ છે. જો ગુંસાઈના ચેલા અને ચેલીઓ બ્રહ્મસંબંધ કરાવીને દોષોથી નિવૃત્ત થઈ જતાં હોય તો દોષોના ભંડારરૂપ બની આખરે વિવિધ રોગોનું દુઃખ શા માટે ભોગવત? પરંતુ અહીંયા વલ્લભે બ્રહ્મસંબંધ કરાવનારને પાંચ જાતના દોષોથી મુક્ત માન્યા છે. અર્થાત

(૧) સહજદોષ અર્થાત સ્વાભાવિક કામક્રોધથી ઉત્પન્ન થનારાં (૨) દૈશિક અને કાલિક દોષઃ જે અમુક દેશમાં અથવા અમુક કાળમાં કરવામાં આવ્યા હોય તે (૩) ભક્ષ્ય અને અભક્ષ્યનો દોષ; અને બોલવાનો દોષ (૪) સંયોગજ દોષઃ ચોર, જાર વગેરેના સંગથી જે દોષો પેદા થાય છે તે અને માતાનું ગમન કરવા, બહેન, પુત્રી, પુત્રવધુ તેમજ ગુરૂપત્ની ગમન વગેરે (૫) સ્પર્શજ દોષઃ અસ્પૃશ્ય અવસ્થાવાળાનો સ્પર્શ કરવો એવું કશું જ માનવું ગુંસાઈ લોકોને બંધનકર્તા નથી. મન ફાવે તેમ વર્તી ભયંકર અનાચાર કરવો એવો सहजा देशकालोत्था लोकवेद निरुपिताः । संयोगजाः स्पर्शजाश्च न मन्तव्याः कदाचन ॥ વાળો આ ઉપદેશ જ જવાબદાર છે. આ શ્લોક પછી ધૂર્તતાની સાબિતી રૂપે વલ્લભમતને દોષનાશક સર્વશ્રેષ્ઠ ઉપાય દર્શાવ્યો છે. તેમજ પોતાના ચેલાઓને સર્વ સમર્પણ કરાવવાની આજ્ઞા આપી છે. એ સિવાયનો ઉપયોગ નિષિદ્ધ છે. ગુંસાઈઓને સમર્પણ કર્યા બાદ જ કંઈ પણ ગ્રહણ કરવું.

આ બધાં અનાચારો સાંભળી, જોઈ, વાંચી કોઈ સત્યપ્રિય વ્યક્તિ લોકોને સાચું સમજાવી ન શકે તે માટે न ग्राह्यमिति वाक्यं हि भिन्न मार्ग परं मतम् । सेवकानां यथा लोके व्यवहारः प्रसिध्यति ॥ લખી પોતાના મત-અવળી વિચારધારા સિવાય જે કંઈ સત્ય છે તેને પોતાના શિષ્યોને વિચાર સાંભળવા તેમજ માનવા માટે પ્રતિબંધ મૂકયો છે! કૂપમંડુક લોકોનો એવો જ વ્યવહાર હોવો જોઈએ! કેમકે तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः । गंगात्व गुणं दोषाणां गुणदोषादिवर्णनम् ॥ જે કંઇ થોડી ઘણી બુદ્ધિ હોય તેને પણ તિલાંજલી આપી દેવી અને (ઉપરોક્ત) પંચદોષને અમાન્ય કરી પાપની ગંગા જેવા ગુંસાઇઓના સંભોગમય આચરણમા ભળી જવું જેથી વલ્લભમતમાં ગુણ જ ગુણ રહે! બીજા ભલે એ દોષોથી ડરી દૂર ભાગી જતાં?

વલ્લભ સંપ્રદાયમાં ભક્તોનું ધન લુંટવા તેમજ જાતિય શોષણ કરવા માટે બ્રહ્મસંબંધ મંત્રની રચના થઈ હતી. એ શ્લોક ઉપજાવી

કહાયેલો તેમજ વામ માર્ગની અસર ધરાવતો હતો, તેનું વ્યાકરણ પણ અશુદ્ધ હતું અને વ્યર્થ ઐતિહાસિક કલ્પના કથાઓ જોડી કાઢી અજ્ઞાન લોકોને સંપૂર્ણ મૂર્ખતામાં ધકેલવાનો વ્યવસ્થિત પ્રયાસ હતો. મૂર્ખ ભક્તો પોતાના તન–મન–ધનનું પોતાને સમર્પણ કરે અને પોતે ભયાનક ભોગવિલાસમાં રચ્યાપચ્યાં રહી ભક્ત સમુદાયનું જાતીય શોષણ કરતાં રહે. મુક્ત સ્વચ્છંદતા ધરાવતા ચાર્વાક અને વામમાર્ગ પછી ભારતીય સમાજ જીવનમાં વલ્લભ સંપ્રદાય ધર્મના નામે ભોગવિલાસ અને વ્યભિચારનું એક જીવંત ઉદાહરણ છે.

આ લોકો માટે આપણે મહર્ષિ દયાનંદના એ અમર વિધાન ને, 'મનુષ્યમાં મુર્ખતાની જો સીમા હોય તો બસ એટલીજ હશે, અને અનાચારની હદ હશે તો પણ એટલીજ હશે, યાદ કરવું પડશે.

ધર્મના નામે પાખંડ ચલાવતા આ સંપ્રદાયના પ્રવર્તક વલ્લભાચાર્ય પોતાના જીવનકાળ દરમ્યાન ઇશ્વરીય સંતાન બની બેસેલાં પોતાના સંતાનોના ભોગવિલાસ અને અપ્રાકૃતિક વિચારધારાથી કુદરતી રીતે ધૃણા ધરાવતા થયા હતા. જીવનના અંતિમ સમયે તેઓએ ઈશ્વરીય સંતાનોને બોધ આપવા પ્રયત્ન કર્યો હતો પરંતુ એ પછીની શતાબ્દીઓ સુધી એ આદેશનુ પાલન કરનાર કોઈજ નહોતું. કેમકે સસ્તો ઉપદેશ અને સસ્તી વાર્તાઓ તેમનો જીવન પ્રવાહ બની ચુકયો હતો..., ચરૈવેતિ...ચરૈવેતિ...ચરૈવેતિ...

## ભગવાન શ્રી કૃષ્ણની ચરમ સંભોગલીલાઓની પૌરાણિક ધર્મકથાઓ [પુરાણોની ઇતિહાસ કથાઓ]

શુકદેવજીના તપનો ભંગ કરવા માટે સ્વર્ગ અથવા ઇન્દ્રલોકના રાજા ઈન્દ્રએ દેવોનું મનોરંજન કરનાર સ્વર્ગલોકની અપ્સરા અથવા પૃથ્વીલોક ઉપર ઉગ્ર તપ કરનાર ઋષિ–મુનિઓના તપનો ભંગ કરવા માટે જાત જાતના હાવભાવ કરી, નગ્ન થઈ અતિ સ્વરૂપવાન દેહ લાલિત્ય બતાવી આખરે પોતાની સાથે સંભોગ કરાવડાવી તેમના તપનો ભંગ કરતી રૂપવતી વેશ્યા જમાતના જથ્થામાંની એક રંભા નામની અપ્સરાને પૃથ્વીલોક ઉપર મોકલી આપી.

પૌરાણિક કાળની કથાઓમાં તપ કરનારાઓની લિંગેન્દ્રીયનું દમન સ્વર્ગલોકની વેશ્યાઓને જોતાં છુટી જતુ હતું. પુરાણોના સ્વ-ર્ગમાં જેની ઝાંકી જોવા મળવાની હતી, તે સુખ અપ્સરા સાથે સંભોગ–વિલાસ કરતાં અચાનક તપના ભંગ થવાના બહાને પ્રાપ્ત થતુ હતું. વિશ્વામિત્રના તપનો ભંગ કરનાર સ્વર્ગીય વેશ્યા મેનકાથી શકુંતલાનો જન્મ થયો હતો. કણ્વઋષિની બ્રહ્મવર્ચસવાળી તપો-ભૂમિમાં રાજા દુષ્યંત સાથે શકુંતલાની 'પ્રેમ લીલા' પ્રસિદ્ધ છે.

શુકદેવજીના ઉગ્રતપનો ભંગ કરવા માટે ગંગા કિનારે આવેલી અપ્સરા રંભા અને ધરતી લોકના પરમ વૈષ્ણવ ધર્મગ્રંથ ભાગવતપુરાણનું વૈષ્ણવીયલીલામય વર્ણન......"પોતાના અલૌકિક સૌન્દર્યનું શ્રી શુકદેવજીને દર્શન કરાવતી, મધુર સ્મિત (મીઠુ હાસ્ય) અને કોયલના જેવા મીઠાસ્વરથી, હાવભાવ સાથે હૃદય પંચશર–કામદેવનું નિશાન કરવા યત્ન કરવા લાગી પરંતુ હઠ વિરાગવાળા શ્રી શુકદેવજીનું હૃદય તે રૂપરાશિ રંભા આકર્ષણ કરી શકી નહીં. તે બંનેમાં શૃંગાર-જ્ઞાન વિષયમાં સંવાદ થયો હતો.

**રંભા** : मार्गेमार्गे नूतनं चूतखन्डं, खण्डेखण्डे कोकिलानां विराव : रावेरावे मानिनी मानभंगो भंगेभंगे मन्मथः पंच बाणः ॥ **અર્થાત્** રસ્તે તાજા ખીલેલા આંબાઓનો સમૂહ (નજરે પડે છે) અને દરેક આંબે કોયલોના ટહુકાઓ (સંભળાય છે) અને દરેક કોયલના ટહુકે માનવાળી (સંભોગ ઈચ્છતી) યુવતીઓના માનનો ભંગ થાય છે અને માનભંગ થતાં કામદેવ તેમના મનને વલોવી નાંખે છે.

ઘેર ઘેર (યુવાન સ્ત્રીઓ રૂપી જ્યાં ત્યાં) ચાલતી સુવર્ણ વેલડીઓ (નજરે પડે છે) દરેક તે સુવર્ણ વેલીઓ (યુવાન સ્ત્રીઓના મુખ રૂપ) ઉપર પૂર્ણિમાનું ચંદ્રબિંબ (નજરે પડે છે.) દરેક ચંદ્રબિંબ ઉપર (યુવતીના નેત્ર રૂપ માછલાનું જોડું દેખાય છે) અને તે પ્રત્યેક માછલાના જોડા ઉપર કામદેવની પ્રવૃત્તિ (દષ્ટિએ પડે છે.)

જે પુરૂષે મોટા સ્તનોવાળી, ચંદનરસથી લેપાયેલા અંગોવાળી, અને સુંદર સ્વભાવવાળી યુવતીને અત્યંત પ્રેમથી આલિંગન આપ્યું

નથી તે પુરૂષનું જીવન વૃથા–ફોગટ ગયેલું (સમજવું)

જે પુરૂષે વિષયના ઉપભોગ માટે આતુર, પૂર્ણ ખિલેલાં ચંદ્ર સમાન મુખવાળી, બિંબ સમાન રાતા હોઠવાળી, કોમળ કમળ દંડ સમાન ગૌર વર્ણવાળા યુવતીને બે હાથથી વારંવાર આલિંગન આપ્યું નથી તે પુરૂષનું જીવન વૃથા ગયેલું સમજવું.

વિચિત્ર વસ્ત્રાલંકારથી તૈયાર થયેલી, નવાં મદઝરતાં યૌવનવાળી, લવિંગ અને કપુરથી સુગંધિત શરીરવાળી એવી સ્ત્રીને જેણે બે હાથથી દૃઢ આલિંગન આપ્યું. નથી તે પુરૂષનું જીવન વૃથા ગયેલું સમજવું.

પ્રિય મધુર વાણીવાળી, ચંપા અને સોના જેવા વર્ણવાળી, હારપંક્તિથી સુશોભિત નાભિપ્રદેશવાળી સંભોગશીલ સ્ત્રી સાથે જેણે રમણક્રીડા કરી નથી તેનું જીવન વ્યર્થ ગયેલું જાણવું.

મરોડદાર કમરવાળી, ઝાંઝરના મનોહર શબ્દવાળી, નાકના અગ્ર ભાગમાં મોતી ધારણ કરનારી, નેત્રને આનંદ આપનારી, સર્પ જેવાં કળા–લીસા–ચળકતાં ચોટલાવાળી યુવતીનું જેણે સેવન કર્યું નથી તે પુરૂષનું જીવન વૃથા ગયેલું જાણવું.

તંબુલ રાગથી, ઉત્તમ સુગંધી પુષ્પોથી અને સુગંધવાળા તેલથી ખુશ્બોદાર થયેલી યુવતીના સ્તનોનું જેણે રાત્રિમાં મર્દન કર્યું નથી તે પુરૂષનું જીવન ફોગટમાં ગયું જાણવું,

કસ્તુરી, કુંકુંમ અને ચંદનથી સારી પેઠે શરીરે લેપાયેલી, અગર–ચંદનથી સુવાસિત વસ્ત્રોવાળી યુવાન સ્ત્રીને જેણે રાત્રિએ છાતી ઉપર રમાડી નથી તેનું જીવન નકામું વીતેલું જાણવું.

કઠણ અને મોટાં સ્તનોના ભારથી નમી ગયેલી, સુશોભિત પાતળી કમરવાળી, ચપલ ખંજન પક્ષી જેવાં નેત્રોવાળી યુવતી ને જેણે હેમંત (ઠંડીની) ઋતુમાં રમાડી નથી અર્થાત્ એવી સ્ત્રી સાથે શિયાળામાં જેણે રતિક્રીડા કરી નથી તે પુરૂષનું જીવન વૃથા ગયેલું જાણવું.

જે પુરૂષે સારાં લક્ષણોવાળી, માનવતી, સર્વ–ગુણ સંપન્ન, પ્રસન્ન મુખવાળી, કોમળ વાણી અને સુંદર નાભિદેશવાળી યુવતીને ચુંબન આપ્યું નથી તેનું જીવન વ્યર્થ (ફોગટ) ગયું સમજવું.

મોટાં ચોટલાવાળી, નેત્રને આનંદ આપનારી, કામદેવના સંપૂર્ણ (યોનિ) સ્થાન વાળી, જુવાન સ્ત્રીને જેણે વસંત કાળમાં ભોગવી નથી તેનું જીવન વ્યર્થ ગયું જાણવું

બિલીફલ જેવાં ગોળ અને કઠણ સ્તનવાળી, કોમલાંગી, સારા સ્વભાવવાળી, ગૌરવર્ણવાળી-રૂપવાળી સ્ત્રીને જેણે ગળામાં આલિંગન આપ્યું નથી તે પુરૂષનું જીવન વૃથા ગયું જાણવું.

આનંદ અને કંદર્પ-કામદેવના ઘરરૂપ, ઝણકાર કરતાં કંકણ અને ઝાંઝરવાળી, અમૃતપૂર્ણ હોઠ વાળી યુવાન સ્ત્રીને જેણે ભોગવી નથી તેનું જીવન વૃથા ગયું જાણવું.

ચંદ્ર સમાન મુખવાળી, સુંદર ગૌરવર્ણ-રંગવાળી, સ્પષ્ટ ઉંચા દેખાતાં સ્તનોવાળી, ભોગવિલાસમાં કુશળ એવી સ્ત્રીને જેણે શયનમાં રમાડી નથી તે પુરૂષનું જીવન વ્યર્થ ગયું સમજવું.

આનંદરૂપ યુવાવસ્થામાં રહેલી, નમણાં અંગવાળી, યજ્ઞયાગાદિક સદ્ધર્મ કર્મોમાં અને સંતાન પેદા કરવામાં સાધન સહાયરૂપ, કામ અને અર્થ (પુરૂષાર્થ) આપનારી સ્ત્રી જેના ઘરમાં નથી તેનું જીવન વૃથા ગયું જાણવું.

પાતળા પેટવાળી, હંસના જેવી ચાલવાળી, અત્યંત મદમાતી, સૌંદર્ય અને સૌભાગ્ય વાળી, અત્યંત ચપલ યુવતી સ્ત્રીને ઈચ્છા પ્રમાણે રતિક્રિડામાં ચોળી નથી તે પુરૂષનું જીવન વૃથા ગયું જાણવું.

(રંભાના આ કામ ભાષણથી પણ શુકદેવજી વિચલિત ન થયા ત્યારે રંભાએ તેમના પુરૂષાતન વિશે કટાક્ષ કર્યો !)

પુરૂષમાં ઘણું પુરૂષાતન ન હોય અને સુવાસિત ફુલોથી રચેલી સરસ શૈયા હોય તોપણ શું ? સુંદર સ્ત્રી હોય તોપણ શું ? વસંત ઋતુ હોય તો પણ શું ? અને પૂનમનો પૂર્ણચંદ્ર ખીલ્યો હોય તો પણ શું ? અર્થાત પુરૂષમાં પુરૂષત્વ ન હોય તો સર્વ સુંદર વસ્તુઓ વ્યર્થ જ છે.

શુકદેવજીએ રંભાને જે જવાબ આપ્યા હતાં તેમા ભગવાનના અવતાર અને સ્ત્રીનિંદા-દ્વેષ તથા સ્ત્રીઓની હલકાઈ સિવાય કંઈજ

નથી, અંતમાં સ્વીકાર કરે છે.

'પરમાત્મા (રાધા–કૃષ્ણ)ના ચરણ યુગલમાં મન ન લાગ્યુ હોય તો મનોહર રૂપવાળું શરીર હોય, યૌવનવતી સ્ત્રી હોય. મેરૂ પર્વત જેટલું ધન હોય, (સ્ત્રીની) સુંદર અને વિચિત્ર વાણી હોય તોપણ શું ? અર્થાત્ ( રાધા=કૃષ્ણ ) ના ચરણ યુગલમાં મન ન લાગ્યું હોય તો આ સઘળું છતાં જીવન વ્યર્થ છે. (ભા. પુ.)[38]

શુકદેવજીએ કહેલી આ ભાષા અને વિચારધારા સંભોગ શૂરા ધર્માચાર્યોના ભોગવિલાસને સમર્થન આપે છે, તમે બધું જ કરો, ભોગવિલાસ કરો પરંતુ 'ચરણ યુગલમાં મન રાખો'. પુષ્ટિપંથનો ઈતિહાસ જોતાં આના પુરાવા પ્રત્યેક શતાબ્દીના વર્ષો વર્ષ જોવાં મળે છે. 'ચતુર્થ ગૃહ તિલકાયત' 'ગોકુલ નરેશ' ગોસ્વામી શ્રીકનૈયાલાલજી મહારાજ શ્રી (સંવત ૧૯૨૫–૧૯૬૮) તેમની સ્વલિખિત હસ્ત પ્રત નં. ૨૪ ના પૃષ્ઠ ૯૧ નો ૨૧ મો સવૈયો. ("ઈલાજ કરો.")

કોઈ રાજ કરો કોઈ પાઠ કરો કોઈ જોગી જતી ભલે ધ્યાન ધરો; કોઈ આશિક ઔર મશૂકી કરો કોઈ ગાન ગવૈયન માઝ લરો. કોઈ નાહી કરો ભલે હાઈ કરો, કરો જંત્ર ઓર મંત્ર સે, તંત્ર પરો; પર મો મનમેં તો યહી મત હે વ્રજ રાજ મિલે શું ઇલાજ કરો.

ઉદ્ધવ ગોપી સંવાદનું કાવ્ય વૈષ્ણવ ભક્ત કવિ શ્રી પુરૂષોત્તમજી મહારાજે બનાવ્યું છે. આ કાવ્યમાં ગોપી ઉદ્ધવજીને કહે છે "કૃષ્ણ કે જેઓ સ્ત્રી શોખીન છે તેણે અમારી કદર જાણી નથી અને એ રીતે મર્મ પણ ન જાણ્યો. તે મૂછ વગરનો, પીળું પિતાંબર ઓઢી અમારી ઉપર જ્યારે મનમાની આંખો મારે છે ત્યારે તેનું રૂપ જોઈ અમે (સંભોગ કરવા) તેના પગમા લપટાઈ જઈએ છીએ.

"છૈલા છૈલા ચલો જાને કદર ના જાની; પ્યારા ચલો જાને કદર ના જાની; કદર ના જાની વાકુ મરમ ન જાન્યા, વાતે ભઈ મૈ દિવાની (૧) કોરો સો કાગદ કારી સી સાહી, લીખ દીની મરમ નિશાની (૨) છૈલા મકુના સાથે વાહી જદ હમારી, હુસના દેત મનમાની (૩) છૈલા પુરૂષોત્તમ પ્રભુકી છબી નિરખત, ચરણ કમલ લપટાની. (૪) (ગો. શ્રીકનૈયાલાલજીનું જીવન અને સાહિત્ય)

✓ મૂર્તિપૂજા અને વિષ્ણુભક્તિ તથા નામસ્મરણ કરવાથી જ મુક્તિ મળે છે એવાં ભક્તિના નવ પ્રકાર (ગુણ સાંભળવા, ગાવા, સ્મરણ કરવા, પગ દાબવા, પૂજા કરવી, નમસ્કાર કરવા, દાસપણુ, મિત્રતા અને આત્મ સમર્પણ.) ના આધારે દેશભરમા કાયરતા અને અજ્ઞાનતા વધુ ફેલાયાં. કહેવાતો ભક્ત સમાજ ગુરૂઓની કામલીલાઓ જોઈ પોતે પણ રંગરાગમાં ડુબી ગયો.

શ્રીમદ ભાગવત મહાપુરાણ અને બ્રહ્મવૈવર્ત પુરાણ આ બધાંના મૂળમાં રહેલાં છે. પુરાણોક્ત કૃષ્ણની સંભોગલીલાઓ પંદરમી શતાબ્દીમાં વલ્લભાચાર્યના સાંપ્રદાયની શરૂઆત થતાં જન્મથી દિવ્ય ગુરૂઓની વિલાસલીલાઓમાં ફેરવાઈ ગઈ.

## ભક્તિના ઓઠા નીચે ભોગલીલાના પ્રારંભનું મૂળ : ગોપીકા વસ્ત્રહરણની વ્યભિચાર કથા :

એક વખત કેટલીક ગોપીઓ યમુના જળમાં નગ્ન થઈ સ્નાન કરતી હતી. તેમણે તમામ વસ્ત્રો કિનારે મુકયા હતાં જેથી સ્નાન કરી કપડા પહેરી શકે. આ સમયે શ્રીકૃષ્ણ ત્યાં પહોંચી જઈ તેમના કપડાં લઈ ઝાડ ઉપર ચઢી જાય છે. નહાઈધોઈને ગોપીઓનું ધ્યાન કપડાં ઉપર જતાં અને કપડાં ગુમ થયેલા જણાતા જોયું તો તેમના કપડાં લઈ કૃષ્ણ ઝાડ ઉપર બેઠા હતાં. ઠંડી મોસમ હતી, ખુશામત કરવા છતાં કૃષ્ણએ કપડાં ન આપતા આખરે વિવશ થઈ પોતાના ગુપ્તઅંગને હાથ વડે ઢાંકી દઈ ગોપીઓ બહાર આવી. પરમધર્મ પુરૂષ તેમની ગંભીર મજાક કરે છે,

"કૃષ્ણએ કહ્યું-જો તમે મારી દાસીઓ બનતી હોવ તો જેમ હું કહું તેમ કરો. અહીં આવી તમારા કપડા લઈ જાઓ. એ કુંવારીકાઓ ઠંડીથી કાંપતી હતી અને પોતાના ગુપ્તઅંગ ઢાંકી કૃષ્ણ પાસે આવી, તો કૃષ્ણએ કહ્યું 'તમે વ્રત લીધું છે અને નગ્ન થઈ સ્નાન કરી વરૂણ દેવતાનું અપમાન કર્યું છે માટે તમારા બન્ને હાથ (ગુપ્ત અંગોથી ઉપાડી લઈ) જોડી, માથે અડકાડી પ્રણામ કરશો તોજ કપડાં મળશે. જ્યારે ગોપીઓએ પોતાની બંને હાથ ઉપર ઉઠાવી પ્રણામ કર્યા તો (તેમને નગ્ન જોઈ) કૃષ્ણ ઘણાં જ

આનંદિત થયાં અને તેમના કપડાં પાછા આપી દીધાં.શ્રીકૃષ્ણએ ગોપીઓ સાથે બનાવટ કરી, મજાક કરી તેમની લજ્જા અને સંકોચ છોડાવ્યાં. તેમને કઠપૂતળીની જેમ નચાવી તોપણ ગુસ્સે થવના બદલે ગોપીઓ કૃષ્ણની સોબતથી ખુશ થઇ. તેમણે પોતાના કપડાં પહેરી લીધાં. અને ઘરે જવાના બદલે કૃષ્ણ સાથે સંભોગ કરવા માટે તૈયાર થઈ, તેમના પ્રત્યે લજ્જા યુક્ત થઈ જોવા લાગી. (ભાગવત પુરાણ અ. ૧૦/૨૨.)

શ્રીમદ્ ભાગવત પુરાણના કર્તા લખે છે કે તે પછી કૃષ્ણએ તેમને આશ્વાસન આપ્યું કે શરદઋતુની રાત્રિઓમાં મારી સાથે (સંભોગ લીલાની)મોજમજા કરવા આવજો....

**કુબ્જા સાથેની સંભોગ કથા :**

તે કંસની સેવિકા હતી. કૃષ્ણની વાતોથી તે તેમની ઉપર કામમુગ્ધ થઈ ગઇ. 'કૃષ્ણના રૂપ, મધુરતા, રસિકતા, હાસ્ય અને કમનીયતાથી તે એમની ઉપર મોહિત થઈ ગઇ અને શરીરે લગાડવાનો લેપ તેમને આપ્યો. કૃષ્ણની કૃપાથી તરત જ તે વિશાળ નિતમ્બ (કમર)તથા ઉઠાવદાર (ચૂસી શકાય તેવાં સ્તનોવાળી) સુંદરી,યુવતી બની ગઇ. એજ ક્ષણે તે રૂપ,ગુણ અને ઉદારતા (આધુનિક મુક્ત વ્યવહાર) વાળી બની ગઇ, તેના મનમાં કૃષ્ણ સાથે સંભોગ કરવાની કામાગ્નિ ભડકી ઉઠી; તેણે તેમના ઉપવસ્ત્રને પકડી લઇ ખેંચતા કહ્યું, હે વીર ! મારા ઘરે ચાલ, તેં મારા મનને વલોવી નાંખ્યું છે, હવે હું તને છોડી શકું તેમ નથી. કૃષ્ણએ કહ્યું : સુંદરી ! હું તારા ઘરે જરૂર આવીશ, 'તમારા ઘર સંસારી લોકોની માનસિક પરેશાની મટાડવાનું સાધન છે. (શ્રીમદ્ ભાગવત પુરાણ ૧૦/૪૨) ('માનસિક વિહવળતા'નો રહસ્યમય અર્થ હવે સમજાશે !)

એ પછી શ્રીકૃષ્ણ અને બળદેવજીએ કુબ્જા પાસેથી વિદાય લઈ કંસના ત્યાં જઇ તેનો વધ કર્યો. ત્યારબાદ શ્રીકૃષ્ણ કુબ્જાના ઘરે પહોંચી ગયા. કુબ્જા શણગાર સજી હાસ્ય કરતી તેમની પાસે આવી. હવે ભાગવત પુરાણના કર્તા જણાવે છે...

- 'કુબ્જા પહેલવહેલા મિલન (સંભોગ) થી સંકોચ પામતી હતી

ત્યારે કૃષ્ણએ તેને પોતાની પાસે બોલાવી કંકણથી–શોભતા સુંદર હાથ પકડી લઈ પોતાની સાથે પલંગ ઉપર ખેંચી લીધી અને તેની સાથે કામક્રીડા કરવા લાગ્યા. 'કુબ્જાએ અંગરાગનો લેપ આપી આ પુણ્ય મેળવ્યું હતું.' કુબ્જા કૃષ્ણના પગ પોતાના કામતપ્ત હૃદય, છાતીઓ અને આંખો ઉપર લગાડી તેની સુગંધ લેવા લાગી. પોતાની છાતી સાથે ચોંટી ગયેલા આનંદમૂર્તિ કૃષ્ણને બંને હાથ વડે ગાઢ આલિંગન આપી કુબ્જાએ લાંબા સમયની પોતાની વિરહ આગ શાંત કરી. એ બોલી 'પ્રિયતમ, અહીં થોડું રોકાઇ જઈ મારી સાથે સંભોગ કરો, હવે મારાથી તમારો સંગાથ છોડી શકાય તેમ નથી. (ભાગવત પુરાણ ૧૦/૪૮)

પ્રિયે, રામજન્મમાં તેં મને પામવા માટે મોટું તપ કર્યું હતું, હવે એ તપના પ્રભાવથી તું મને આ કૃષ્ણ જન્મમાં પ્રાપ્ત કર. તું મારી સાથે મજાથી સંભોગનો આનંદ લુંટી લે અને પછી મારા દુર્લભ "ગોલોક" ને પ્રાપ્ત કર જ્યાં ઘડપણ અને મૃત્યુ નથી હોતું. આમ કહી કૃષ્ણએ તેને પોતાની છાતી સાથે દબાવી દીધી અને એ કામવતીને નગ્ન કરી સંભોગ કરતા ચૂમવા લાગ્યાં. આ નવી જાતના સંભોગથી લજ્જિત થઈ કુબ્જા પણ કૃષ્ણને તદ્દન નગ્ન કરી ચુંબન કરવા લાગી ત્યારે કૃષ્ણએ તેના કપાળમાં ચુંબન કરી લક્ષ્મીજીની માફક પોતાના ખોળામાં બેસાડી દીધી. બંનેની જોડી સંભોગ વિલાસ કરવામાં હોંશિયાર હતી તેથી કામભોગનો અંત જ નહોતો આવતો. હે નારદ, ત્યાં જાતજાતની સંભોગક્રિયાઓ કરવામાં આવી. કૃષ્ણએ તેના બંને સ્તનોને દબાવી–દબાવી નખથી જખ્મી કરી હોઠ પણ ચૂસી–ચૂસીને ચાવી નાખ્યા. રાત્રિનાં અંતમાં, વહેલી પરોઢિયે આખરે કૃષ્ણએ વીર્યાધાન પણ કરી દીધું. સુખ, સંભોગ અને વિલાસથી એ સુંદરી કુબ્જા બેભાન બની ગઈ અને કૃષ્ણની છાતી ઉપર પડી રહી. કૃષ્ણજી થોડો સમય તેને ત્યાં રહ્યાં પછી જે સ્થળે નંદજી રોકાયા હતાં ત્યાં ચાલ્યા ગયાં. (બ્રહ્મવૈવર્ત પુરાણ. કૃષ્ણ જન્મ ખંડ, અધ્યાય ૭૨)

**સંભોગશૂરી રાધા સાથે વ્યભિચાર લીલા :**

રાધા પોતાની મા કલાવતીની જેમ અતિશય કામવંતી હતી. એ રાધા સાથે ચોસઠ કળાઓના જાણકાર કૃષ્ણએ અનેક જાતના ભોગવિલાસ કર્યા. કૃષ્ણએ તેની કમર અને છાતીઓને નખ મારી જખ્મી કરી, સુખ સંભોગમાં મગ્ન કપડા વગરની નગ્ન રાધા બેભાન થઇ ગઈ, તેના શરીરે લગાડેલું ચંદન અને સિંદુર પણ વિષયભોગમાં ભૂંસાઈ ગયું (સંભોગના અંતે) તેનું શરીર ખેંચાતુ હતું અને તેને નિદ્રા આવી ગઈ. (બ્રહ્મવૈવર્ત પુરાણ. કૃ.જ.અ. ૬૯)

એક વખત તેરશની રાત્રે પૂર્ણ ચાંદનીના અજવાળામાં કૃષ્ણ વૃંદાવન ગયા ત્યાં તેમણે વિલાસી ગોપીઓ સાથે પ્રબળ સંભોગ થાય તેવી મશ્કરીઓ કરી, એ મજાક મશ્કરી સાંભળી ને રાધા અતિશય કામાતુર થઈ ગઈ અને પોતે સાનભાન ગુમાવી કૃષ્ણ સાથે ભોગ વિલાસ કરવાની ઈચ્છામાં મસ્ત થઈ, એવી અર્ધચેતન હાલતમાં ઘર બહાર નિકળી કુળ અને ધર્મની શરમ છોડી દઈ કૃષ્ણ પાસે પહોંચી ગઇ. તે અતિશય કામ વિહવળ થઈ રહી હતી, તેનું શરીર ફડકી રહ્યું હતું અને તેને કામદેવના કારણે બીજું કંઈજ સુઝતું નહોતું. આ રીતે કામમગ્ન થઈ સંભોગસુખ ભોગવવાની ઈચ્છા અને આનંદમાં તે બેભાન જેવી થઈ ગઈ હતી. અચાનક તેને થોડુંક ભાન આવ્યું અને જોયું તો કૃષ્ણ તેની પાસે આવી તેને છાતી સરસી દબાવી ચુંબન કરતા હતાં.

કૃષ્ણનો સ્પર્શ થતાંજ રાધાને ચેતના આવી ગઈ અને તેણે પણ કૃષ્ણને ચિપકી જઈ ચુંબન કર્યું. એ પછી સંભોગની ઈચ્છાથી કૃષ્ણ રાધાના શરીર સાથે વળગી પડ્યા અને આઠ પ્રકારના વિપરીત આસનોથી સંભોગ કર્યો. નખ ક્ષત અને મુષ્ટિપ્રહાર પણ કર્યાં તેમજ 'રસિક શિરોમણી' કૃષ્ણ એ રાધાનો કામવંતી સ્ત્રીઓના મનને વશ કરનાર, કામ શાસ્ત્રમાં ગુપ્ત રખાયેલાં આઠ પ્રકારના ચુંબન પણ કર્યાં. કામવશ થયેલાંઓને સુખ આપનાર, અંગ-પ્રત્યંગથી તેઓ એક બીજાને ચોંટી ગયાં. 'વિષયભોગમાં પૂર્ણ પારંગત રાધા-કૃષ્ણ' કામ-શાસ્ત્રના પૂર્ણ પંડિત હતાં. એ બંનેનું સંભોગ યુદ્ધ શાંત નહોતું પડતું.

આ રીતે કૃષ્ણએ અનેક રૂપ ધારણ કરી ઘેરઘેર ગોપીઓ સાથે રાસમંડળીમાં ભોગવિલાસ કર્યો. મકાનોની અંદર સંભોગવિલાસ અને જાહેરમા રાસલીલા કરવામાં આવી.

કોઈ કોઈ સંભોગાતુર ગોપીઓએ તેમને જોશભેર ખેંચી જઈ વાંસળી અને કપડાં પડાવી લીધાં, જ્યારે કોઈ ભોગાતુર ગોપીએ તેમને નગ્ન કરી પીળુ કપડું આપ્યું.

શ્રીકૃષ્ણએ રાધાને ખેંચી લઈ છાતી સાથે દબાવી દઈ તેની છાતીઓ અને કમરની આજુબાજુ નખ મારી લોહી લુહાણ કરી નાખી. દાંતોથી તેનો નીચેનો હોઠ દાબી રાખ્યો અને એ રીતે સંભોગ કરવાથી (યોનિ અને લિંગનું ઘર્ષણ થઈ) 'સુંદર શબ્દ' પેદા થયો. આવા જોરદાર સંભોગથી રાધા સાનભાન ગુમાવી બેઠી. એ સાથે શ્રીકૃષ્ણએ તેની કમરને નખ સહિત આંગળીઓ વડે દબાવી દઈ દાંતો વડે નીચલો હોઠ ચૂસતાં જોશભેર ધક્કા માર્યા. પછી, હાથના મુક્કાઓ રાધાના સ્તન ઉપર માર્યા અને હૃષ્ટપુષ્ટ કમરની આજુબાજુ નખના નિશાન પાડી દીધાં.

રાધાના વસ્ત્રો ખુલી ગયા હતાં. કમરનું (સોનાચાંદીનું) ઘરેણું તૂટી ગયું હતું. નવ પ્રકારના ચુંબનથી તેના સુંદર કપડાં શરીરથી દૂર થઈ ગયા હતાં. 'રસિકેશ્વર' અર્થાત્ 'ભોગી લોકોના ભગવાન શ્રી કૃષ્ણએ' અંગથી અંગ અને પ્રત્યંગ મેળવી પરસ્પર ચોંટી જઈ રાધા સાથે સોળ પ્રકારના સંભોગ કર્યા.

શ્રી કૃષ્ણએ ગોપીઓને પોતાની માયા વડે કામદેવની આગથી વ્યાકુળ બનાવી તેમને યમુનાજીના પાણીમાં લઈ જઈ નગ્ન કરી સંભોગ કર્યો. તે બધીઓને એક પછી એક પાણીમાં ઉંચી કરી કૃષ્ણએ પોતાના બાહુપાશમાં લઇ વારંવાર ચુંબન કરવા લાગ્યાં. આ રીતે ત્રીસ દિવસ અને રાત્રિઓ સુધી કૃષ્ણએ તેમની સાથે કુતુહલભર્યો સંભોગ કર્યો તો પણ એમના મન ભોગવિલાસથી ધરાયા નહી, એ બધી જ ગોપીઓ સંભોગતાપની મસ્તીમાં ઝુમીઝુમીને મસ્ત થઈ ગઈ. તેમની ઉંમર પ્રૌઢવયે પહોંચી હતી, તોપણ કૃષ્ણના સુંદર મુખ પ્રત્યે ફરીથી સંભોગ કરવાની લાલસાથી તાકી રહેતી હતી.

પછી એ બધી જ ગોપીઓ સાથે દ્રોણાચલ પર્વત ઉપર જઈ ચંદનના ઝાડની મસ્ત હવામાં ફુલોની પથારી બનાવી શ્રીકૃષ્ણએ તમામ સાથે (સમુહ) સંભોગ કર્યો. (બ્રહ્મવૈવર્ત પુરાણ, કૃષ્ણજન્મ ખંડ, અ. ૨૮/૨૯)

શ્રીકૃષ્ણ રાધા સાથે સંભોગ સુખથી જોડાયેલાં હતાં. રાધાનું મન વશ કરવા તૈયાર રહી હંમેશા પોતાને આધીન રાખી સદાય તેના "હૃદય કમળનો રસ ભમરાની માફક ચૂસવા તત્પર રહેતાં. તેને હંમેશા બાહુપાશમાં લઈ ખુશખુશાલ રહી સાથે નૃત્ય કરતાં અને રાધાને સદાય સંભોગ સુખ આપતાં. (ગોપાલ સહસ્ત્રનામ) વૃંદાવનની તમામ ગોપીઓને શ્રીકૃષ્ણએ ભોગવી નાખી હતી. (ભા. પુ. અ. ૬૦)

યાદવોને પણ આનંદિત કરી (કઈ રીતે ? !!) તેમની સ્ત્રીઓ સાથે રાત્રિના સમયે કામવશ થઈ કેટલાંય સમય સુધી સંભોગ સુખ ભોગવી ભોગવિલાસ કર્યો. (ભાગવત પુરાણ. ૩/૩)

ભોગવિલાસનું ભયાનક પરિણામ શ્રીકૃષ્ણના જીવનકાળ દરમ્યાન અસ્તિત્ત્વમાં આવ્યું તેમ પુરાણોમાં કહેવાયું છે...

"એક દિવસ સરોવરના કિનારે બગીચામાં બેસી શ્રીકૃષ્ણજી પોતાની સોળ હજાર રાણીઓ સાથે દારૂ પીતા હતાં ત્યારે તેમના પુત્ર સામ્બ નારદજીના કહેવાથી ત્યાં જઈ ચઢ્યા. સામ્બની સુંદરતા જોઈ કૃષ્ણની તમામ પત્નીઓ તેની સાથે સંભોગ હેતુ કામવશ થઈ ગઈ. તે તમામનો રજઃપાત થઈ ગયો, જેથી તેમના પગ તથા પહેરેલાં કપડાં અને આસન પણ પલળી ગયાં. આ બધું જોઈ શ્રીકૃષ્ણએ તમામ રાણીઓને શ્રાપ આપ્યો કે તમે વેશ્યાઓ થશો અને લુંટારાઓ તમને ઉપાડીને લઇ જશે. (પદ્મ પુરાણસૃષ્ટિ ખંડ, અ. ૨૩. તથા, ભવિષ્યપુરાણ બ્રાહ્મપર્વ, અ.૭૩ તથા ઉત્તરપર્વ, અ.૧૧૧)

અને અંતમાં દારૂ પીને લડવામાં યાદવોનો પરસ્પર સંહાર થઇ ગયો. દ્વારકા ડૂબી ગઈ અને દ્વારકાથી શ્રીકૃષ્ણની તેમજ યાદવોની સ્ત્રીઓને જ્યારે,

"અર્જુનના સરંક્ષણમાં લઈ જવાતી હતી ત્યારે લુંટારુ જાતિઓ હુમલો કરી અસંખ્ય સ્ત્રીઓને ઉપાડીને લઈ ગયાં. એ સ્ત્રીઓ પણ

રાજીખુશીથી લુંટારાઓના હાથ પકડી વિજેતાઓ સાથે ચાલી ગઈ."
(મહાભારત. મુસળપર્વ.)

અંધકાર યુગની આ કથાઓ પાછળથી ધર્મ બની ગઈ અને મહાલંપટ વૈષ્ણવાચાર્યોએ ભોગવિલાસથી ભરેલો સંપ્રદાય બનાવી વ્યભિચારવર્ધક કથાઓ અને સંભોગપદ ગાવા બેસી ગયાં.

ઈ.સ.૧૩૫૦ માં થઈ ગયેલાં વિદ્યાપતિ નામે એક વૈષ્ણવ કવિએ પોતાના સંભોગશૂરા ભગવાનની ભક્તિ પદાવલી ગાતા કહ્યું,

"તુ કામકળામાં વિશારદ છે, કાન્હા મારૂ માન રાખી લે... જવાની જ્યારે પુરી ખીલી ઉઠશે ત્યારે હું પોતે જ તારી ઉપર ન્યોછાવર કરી દઈશ, અત્યારે તો આ કાચી કળીથી તમારી ઈચ્છા પુરી નહિં થાય...થોડાક પાણીથી તરસ કેમ કરી છીપશે ? ચંદ્રકળા ધીમે ધીમે વધે છે તેમ કામકળા પણ સ્હેજસાજ વધતી જઈ પૂર્ણતા મેળવે છે. અત્યારે તો મારા સ્તન પણ નાના છે, તારા હાથમાં ક્યાંથી આવશે ? જો જે ભરપુર રસ જાણી ક્યાંક તારો હાથ ભૂલથી પણ નખ ન મારી બેસે ! ખ્યાલ રાખજે ! વિદ્યાપતિ કહે છે—"આ તે કેવી રીત છે ! દાડમના કાચા ફળને પણ આ રીતે પંપાળવું પડે છે ! (૫૦)

નટ નાગર કૃષ્ણ સંભોગ કરીને ઉંઘી ગયો છે, તેનાં હાથ રાધાની છાતીઓ ઉપર પડ્યા છે. પુજારીએ 'કનકશંભુ' (યોનિ)ની પૂજા કરી લીધી છે અને હવે તેને કમળથી ઢાંકી આરામ કરે છે. સાંભળે છે ? માધવે સંભોગવિલાસ પુરો કર્યો છે. માલતી સાથે આનંદનો ઉપભોગ કરી ભમરો હવે તેની ચોકી કરી રહ્યો છે. તેને આશા છે, ફરી અવસર મળશે...(૫૨)

સાંભળ, કનૈયા કાન ખોલીને સાંભળી લે,...મોજમજા કરવાનો હવે વખત નથી રહ્યો. જો, પરોઢ થવા આવી છે ! ૫૩) સુંદરી ! શું થયુ ? આજ અચાનક આવી કેમ બની ગઈ ? જે કામ કર્યું છે તેની મને ખબર પડી ગઈ છે ! તારી જાંઘોમાં ખેંચાણ છે, લાગે છે સંભોગ મંથનનું વલોણું જોરદાર કર્યું છે. રૂપાળા સ્તનનો રંગ લાલ થઈ ગયો છે. નખની રેખાઓ પાલવથી છુપાવી દઈ દેખાવ

પૂરતાં હાથ ઢાંકયા છે ? કવિ શેખર વિદ્યાપતિનુ કહેવું છે કે 'હવે ખોટે ખોટી શરમાઈશ નહી, જે કંઈ થયુ હોય તે સહિપણીઓને બતાવી દે. (૫૬)

બીજાના ધનની આશામાં પોતાના ધનનો ઉપયોગ ન કરવો. એ કેટલી ખોટી નાદાનિયત છે ? વિદ્યાપતિએ કહ્યું 'કૃષ્ણ તમે આ ઠીક નથી કરતા ! માલ પાસે હાજર છે, તોપણ માણવાની તમારી આદત જતી નથી. (૭૩) (વિદ્યાપતિ)[૩૭]

પુરાણો અને વૈષ્ણવ સંપ્રદાયની આ ભોગવિલાસ કથાઓ વૈષ્ણવ સંપ્રદાયની વિચારધારાના સમર્થન માટે બ્રાહ્મણો પાસે લખાવી મનઘડંત સિદ્ધાંતો ઘડી કાઢવામાં આવ્યાં. મહાભારતમાં શ્રીકૃષ્ણના જીવન ચરિત્ર વિશે આવી નાલાયકીભરી વાતોનો કોઈ જ ઉલેખ નથી. વૈષ્ણવોએ પોતાના દલાલ, છદ્મવેશી, કહેવાતાં વિદ્વાનો પાસે તે સમયમાં અનેક ધર્મગ્રંથોમાં ક્ષેપક ઉમેરાઓ તરીકે મનમાની કથાવાર્તાઓ અને પોતાના, કહેવાતા સિદ્ધાંતોના શ્લોકો ઉમેરી દઈ હસ્તપ્રતોના એ યુગમાં થોડો ખર્ચ કરી લહિઆઓ પાસે ફરી કોપી કરાવી દેતાં. પુરાણ-ગ્રંથોમાં આવું બધું જોઈ શકાય છે.

ગીતા અને મહાભારતમાં શ્રીકૃષ્ણનું મહાવિદ્વાન, તપસ્વી, સંયમી, ચતુર, રાજનીતિજ્ઞ, એ યુગના વિદ્વાનો અને શૂરવીરોમાં શ્રેષ્ઠ તેમજ ઈશ્વર ભક્ત અને મહાત્મા જેવું ચરિત્ર જોવા મળે છે. મહર્ષિ દયાનંદ સત્યાર્થ પ્રકાશમાં ભાગવત પુરાણની મૂર્ખતા ભરી વાતોનો પર્દાફાશ કરતાં જણાવે છે કે 'જુઓ ! શ્રીકૃષ્ણજી નો ઈતિહાસ મહાભારતમાં અત્યુત્તમ છે. એમના ગુણ, કર્મ, સ્વભાવ અને ચરિત્ર આપ્ત પુરૂષોની સદશ છે. જેમાં કોઈ અધર્મનું આચરણ કૃષ્ણજીએ જન્મથી મરણ પર્યન્ત નઠારૂ કામ, કાંઈ પણ કર્યું હોય એમ લખ્યું નથી અને આ ભાગવતવાળાએ અનુચિત મનમાન્યા દોષ લગાડયાં છે. દૂધ, દહીં, માખણ આદિની ચોરી અને કુબ્જા દાસી સાથે સમાગમ અને પરસ્ત્રીઓ સાથે રાસમંડળમાં ક્રિડા કરી વગેરે મિથ્યાદોષ શ્રી કૃષ્ણ પર લગાડયાં છે. એ વાંચી, વંચાવીને, સાંભળી, સંભળાવીને અન્ય મતવાળા શ્રીકૃષ્ણજીની બહુજ નિંદા

કરે છે. જો આ ભાગવત ન હોત તો શ્રીકૃષ્ણ જેવા મહાત્માઓની આવી જુઠી નિંદા કેમ કરી થાત ?', પરંતુ એ બધું ભુલાઈ જઈ વૈષ્ણવાચાર્યોએ આદેશ આપ્યો છે કે.

'આપણો સિદ્ધાંત તર્ક ગમ્ય તથા લૌકિક યુક્તિ ગોચર નથી પણ સર્વ તર્કથી નિરપેક્ષ સાક્ષાત ભગવદ્ પ્રોક્ત છે....લૌકિક તર્કના વિષયમાં આવી શકતો નથી...જે વસ્તુ અલૌકિક છે. લોકવેદાતીત છે, એવી અપ્રાકૃત અલૌકિક વસ્તુ પર પ્રાકૃત શુષ્ક તર્કની સર્વથા યોજના કરવી નહિ.' !!!

'વૈષ્ણવોએ પ્રતિક્ષણ 'શ્રીકૃષ્ણ શરણં મમ' એમ અષ્ટાક્ષર મહામંત્રનો ઉચ્ચાર કર્યા કરવો, જે ક્ષણમાં એ મહામંત્રનો ઉચ્ચાર કરવામાં ન આવે તે ક્ષણમાં આસુરાવેશ થઈ જાય અને આસુરાવેશ થઈ જાય તો પ્રભુમાં અને પ્રભુવિહિત (પ્રભુએ કહેલી-કલ્પના વગરની) અપતર્ક્ય રસરૂપ નિર્દોષ ભક્તિરૂપ લીલામાં પણ પ્રાકૃત બુદ્ધિ થતાં મહાન અનર્થ થાય. 'અષ્ટાકાર મહામંત્રના જપથી સર્વ કુક્રિયા, કુગ્રહ, સર્વ અનિષ્ટનો નાશ થઈ જાય છે.'

'શ્રી ગુંસાઈજીએ આજ્ઞા કરી છે કે 'अन्य सम्बन्ध गन्धोऽपि गन्धरामेत्र बालते' અન્ય સબંધ તો શું પણ અન્ય સંબંધની ગંધ પણ પ્રાપ્ત થાય તો ગળું કપાવાનો પ્રસંગ આવે. માટે સર્વથા અન્ય સંબંધ અન્યાશ્રયથી દૂર રહેવું.'

'આ પ્રમાણે પુષ્ટિ સ્થિતિનું-પુષ્ટિ માર્ગીય મર્યાદાનું સંરક્ષણ કરવામાં આવે તો શ્રીમદ્ પ્રભુચરણના અતિશય અનુગ્રહ વડે પુષ્ટિ માર્ગમાં પ્રવેશ થાય-ભગવલ્લીલા મધ્યપાત થાય. સાક્ષાત શુદ્ધ પુષ્ટિ માર્ગ તો માત્ર શ્રીગોપિકાઓનેજ પ્રાપ્ત થયો છે માટે તે શુદ્ધ પુષ્ટિ માર્ગના અધિકારી અત્યંત દુર્લભ છે.' (કનૈયાલાલજી મહારાજ)

સાધારણ પ્રજા તરીકે જે દુરાચાર કરવામાં લોકનિંદા અને કાયદાનો ભય છે છતાં તેમ કરનાર ગુનેગાર બનતો હોય છે પરંતુ વલ્લભ સંપ્રદાયમાં એવું કરવું પરમ પુણ્ય અને ધર્મ મંગલ છે.

દેશ અને દુનિયાનું ભાવિ સુધારવું હશે, સમાન અધિકાર અને વૈજ્ઞાનિક જીવન ધોરણ લાવવું હશે તો આવા સંપ્રદાયો અને બનાવટી

વિચારધારાઓ તોડવી પડશે, એ સિવાય આવનારી પાંચ શતાબ્દીઓ સુધી પણ બીજો કોઈ માર્ગ નથી જ.

વિષય ભરેલાં પદ વંચાવી, કરો છો જનને કામી,
વ્રજપતિને શીદ ખાલી વગોવો, જુએ છે અંતર્જામી
– 'કવિ દલપતરામ'

---

## સંદર્ભ સૂચિ

1. ભાગવત પુરાણ, દશમ સ્કંધ. 2. બ્રહ્મવૈવર્ત પુરાણ, કૃષ્ણ જન્મ ખંડ. 3. પોલકેસ, સત્યપ્રકાશક-મુંબઈ 4. ગુજ. અંગ્રેજી વર્તમાન પત્રો અમદાવાદ.તા. ૬-૨-૧૯૮૮ 5. નર્મદનો જમાનો એક વિવાદ, ઉંકેશ ઓઝા, ૧૯૮૩ 6. પુષ્ટિ પ્રસાદ, આ. પુ. વૈ. પરિષદ, અહેવાલ ૧૯૮૬ 7. श्रीमद् भागवत समीक्षा, डॉ. श्रीरामआर्य, कासगंज 8. ભારતનો ધાર્મિક ઈતિહાસ, દે. લ. શાહ, ૧૯૧૮ કાનપુર 9. એજન 10. એજન 11. એજન 12. ભારત મત દર્શન, હરેરામ બ્રહ્મર્ષિ 13. શ્રીદેવકીનંદનાચાર્ય, ડૉ. ચીમનલાલ વૈદ્ય 14. महर्षि दयानन्द का जीवन चरित्र, पं लेखराम 15. ગો. કનૈયાલાલજીનું જીવન અને સાહિત્ય, ડૉ. ચીમનલાલ વૈદ્ય 16. प्रेमप्रभा 17. वेद विरुद्ध मत खंडन, महर्षि दयानन्द ई. 1874. 18. ગો. કનૈયાલાલજી જી.સા. 19. તંત્રગ્રંથનો પ્રમાણિત શ્લોક છે. 20. बेद विरुद्धमत खंडन 21. वही 22. પાખંડ ધર્મ ખંડન, હરેરામ બ્રહ્મર્ષિ પ્રકાશન 23. કરસનદાસ મૂળજી જીવન નોંધ, મકરંદ મહેતાં, અચ્યુત યાજ્ઞિક, ૧૯૮૩. 24. Kutch and Anjar. June. 25, 1818. Cap. J. Mac-Merdo of Bombay Infrontry અને,Transection of the literery society of Bombay vol-II, London 1820,25. Sexology,Dr. Ivan block M.D. London 1815 26. સત્યાર્થ પ્રકાશ, મહર્ષિ દયાનંદ, અજમેર ૧૯૦૫. (ગુજ. આ.) 27. श्री पुरुषार्थ सजीवनी, लाहोर (पंजाब) 1915. 28. भारत

મત દર્શન 29. મુંબઇ સમાચાર. ગુજરાતી. અને, ભાટિયા યુવક, ૧૫-૮-૧૯૩૨. 30. Hindu Caste and sects, Dr. J. N. Bhattacharya,Navdwip,Bengal 1896. 31. The times of india. 1. FEB. 1862. 32. મહારાજ લાયબલ કેસ,સત્યપ્રકાશક, મુંબઈ 33. ગુજરાતી (દૈનિક) મુંબઈ. ૯ ઓગસ્ટ. ૧૯૩૧. 34. ગુજરાતી.અને,મોહન્દુ (માસિક) કરાંચી. ઓગસ્ટ ૧૯૩૧ 35. ચાબુક, મુંબઈ. ૨૧ જુન ૧૮૫૮. 36. ગુંસાઈઓના સ્ત્રી-વેશમાં ફોટાઓ. તથા, ભારતમત દર્શન 37. ચિત્રલેખા (સાપ્તા.) મુંબઈ. સપ્ટે. ૧૯૭૬. 38. રંભા-શુક સંવાદ. શ્રુંગાર-જ્ઞાન નિર્ણય, હરેરામ બ્રહ્મર્ષિ, અમદાવાદ 39. विद्यापतिके गीत, हिन्द पॉकेट बुक, दिल्ली 1972.

---

**શ્રી કૃષ્ણ સંભોગ લીલા :**

૧૬,૧૦૮ કે ૪૦.૦,૦૦,૦૦૦ ? !!... સાથે. ! ૦ (ભોગેશ્વર) શ્રી કૃષ્ણની આજ્ઞા થતાં ગોલોકની ચાલીશ કરોડ ગોપીઓ ભારત ખંડમાં જન્મ લઈ શ્રી કૃષ્ણની પત્નીઓ બની સંભોગ વિલાસ કર્યો. (બ્રહ્મવૈવર્ત પુ. કૃ. જ. ખંડ)

શ્રી કૃષ્ણ વ્રજ સુંદરીઓ સાથે વ્યભિચાર રમણ કરતાં હતાં. (ભ. પુ. ૧૦/૩૩/૧૭.) ૦ એ ગોપીઓ જંગલી વ્યભિચારિણી દુષ્ટાઓ હતી. ભા. પુ. ૧૦/૪૭/૬૦.) ૦ શ્રી કૃષ્ણ પરસ્ત્રીલંપટ, ચોર અને વ્યભિચારીઓમાં શિરોમણી હતાં. (ગોપાલ સહસ્ત્રનામ શ્લોક ૧૩૭) ૦ વિષ્ણુ, બ્રહ્મા, ઇન્દ્ર તથા બીજા દેવગણ છળ કપટ કરવામાં હોંશિયાર છે તો પછી મનુષ્યોનું તો કહેવું જ શું ? આ બધાં દેવ પરનારીઓના લંપટ છે. (દે. ભા. પુ. ૪/૧૩/૧૦) ૦ મહાદેવને મહાન ઈશ્વર સમજવાં જોઈએ પરંતુ તેમનાથી પણ કોઈ મહાન છે એવું ક્યારેય ન સમજવું. પદ્મ પુરાણ) ૦ બધા પુરાણોમાં એવો ભ્રમ માત્ર છે કે તેમાં અનેક દેવતાઓ વર્ણવ્યા છે; વળી તેમાં વ્યર્થ કલ્પનાઓ કર્યા કરી છે. (પદ્મ પુરાણ)

---

## ઈ. સ. ૧૮૮૧ માં વૈષ્ણવ ધર્માચાર્યોનો અંતરંગ વિચાર વિમર્શ : મહારાજોમાં ચાલેલી વાતચીત

લાલમનજીના પુત્ર વલ્લભલાલની સ્ત્રીની ક્રિયા કરવા વખત ઘણાં મહારાજો એકઠાં થયા હત, તેઓમાં થયેલી વાતચીત.

નરસીંગલાલે કહ્યું કે આપણ વર્ગના ઉપર વ્યભિચાર દોષ મૂકવામાં આવે છે. તેથી આપણા સંપ્રદાયને ઘણું હલકુ લાગે છે તેથી બીજા વિદ્વાન વર્ગમાં આપણે નિંદાને પાત્ર થઈએ છીએ. માટે તે વિશે આપણામાં બંદોબસ્ત થાય તો સારૂં તે ઉપરથી આ મહારાજોના મંડળમાંથી એક મહારાજ બોલ્યા કે 'આ વાત વિશેષ કરી ભાટિઆઓ તરફથી ચર્ચાય છે પણ ભાટિઆઓ જાતે કોણ છે તે તમને ખબર નહિ હશે. તો હું કહું છું તે તમે સાંભળો.' ભાટિઆઓ જેસલમેરમાં હતા ત્યારે ત્યાંના રાજા અને સરદારોના ગોલા (ગુલામો)નું કામ કરતા હતા અને પોતાના ધણીને ઠાકોરજી કરી કહેતા હતા. તેઓએ જેસલમેર મુકયા પછી આપણી ગુલામગીરી સ્વીકારી અને પોતાનું તન-મન અને ધન આપણને અર્પણ કર્યું, અને ત્યાના કુલાચાર પ્રમાણે આપણને ઠાકોરજી કહેવા લાગ્યા. રજવાડામાં જે લોકો ગોલા હોય છે. તેઓની સ્ત્રીઓ પોતાના ઠાકોરો તથા તેઓના મુખ્ય ચાકરો સાથે વ્યભિચારાદિ કર્મ કરી તેમને પ્રસન્ન કરે છે. તે સ્ત્રીઓના ભાઈ-બાપ અને ધણી તેઓના નામથી ઓળખાય છે. તથા તે જ સ્ત્રીના માનથી તે રાજ્યમા માનીતા ગણાય છે. તે જ પ્રમાણે જેસલમેરી ભાટિઆઓ આપણી સાથે પણ વરતે છે. તેઓ એકલા આપણ વરગ સાથે નહિ પણ આપણા ભીતરીઆ, મુખીઆ, જલગરીઆ, અને ખવાસો સાથે પણ વ્યભિચાર કરવામાં પણ પાછળ રહી નથી. અને તે સર્વ હકિકતો તેઓના ધણીઓ જાણે છે તે છતાં પણ તેઓને તેથી કાંઈ ગુસ્સો લાગતો નથી પોતાની આબરૂની હાની થતી હોય એમ પણ તેઓ સમજતા નથી. પણ ઉલટા જેમ જેમ વ્યભિચારની વાતો જાહેરમાં આવતી જાય તેમ તેઓ આપણને વધારે ચાહાય છે. આપણને વધારે દ્રવ્ય આપે છે. આપણા વૈભવને માટે

તન-મન અને ધનથી સહાયતા કરે છે જો તમે કહો છો તે પ્રમાણે તેઓ દુખી હોય તો તેઓ એટલું કદી સહન કરી શક્ત નહીં. પણ આપણા વરગમાં માંહો માંહે વ્યભિચાર ઘણો વધી ગયો છે. તેનો બંદોબસ્ત કરવાની વાત ચલાવશો તો અમે તે વાતને માનતા થઈશું. આવી વાત સાંભળીને બીજા મહારાજો પણ તેને મળતા થયા અને ત્યાંના આખા મંડળમાં માત્ર નરસિંગલાલ એકલા જુદા વિચારના હોવાથી મુંગા રહ્યાં.'[40]

દૈનિક 'ગુજરાતી' (મુંબઇ) તા. ૪ સપ્ટેમ્બર ૧૮૮૧

ભાટિઆઓની ગુરૂ ભક્તિ-પ્રકાશક આર્ય સમાજ ઠઠ્ઠા-સિંધ

---

શ્રેષ્ઠ ભક્ત કોને કહેવો ?

પાપ કર્મોમાં રચ્યોપચ્યો, ક્રુર, કુકર્મી, પોતાના વર્ણાશ્રમ ધર્મ વગરનો હોય તો પણ એવો શિવભક્ત હજારો વૈષ્ણવોથી શ્રેષ્ઠ હોય છે. (સૌર પુરાણ અ-૨૧)

ભક્તિ કોની કરવી ?

વિષ્ણુના દર્શન માત્રથી શિવ ગુસ્સે થાય છે અને શિવના ક્રોધથી દારૂણ નર્કમાં જવું પડે છે એ નિસંદેહ છે; તેથી ભૂલથી પણ વિષ્ણુનું નામ ન લેવું જોઈએ.

વિધવા ઉદ્ધાર : વિધવાની યોનેમા કદાચ ખંજવાળ આવવા લાગે તો એકાંતમા જઇ નગ્ન થઇ આંગળી નાખીને હાથ વડે, દંડાથી કે લિંગ વડે ખુબજ ઘસાવવું અથવા ચુપચાપ કોઇ અજાણ્યા ઘરે જઇ સંભોગ કરાવી તે મટાડવી અને સ્તનને ખુબ મસળાવવા. (પદ્મ પુરાણ, પાતાળખંડ-અ. ૧૧૨)

<u>જૈન તીર્થંકર ઋષભદેવ</u> : તેઓ પડયા પડયા ખાવું, પીવું, ચાવવું અને મળ-મૂત્ર કરતાં હતાં. પોતાના મળમાં આળોટતાં હતાં. ચારે બાજુ દશ યોજન સુધી તેમના મળની 'સુગંધ' (દુર્ગંધ) આવતી હતી. (ભા. પુ. ૫/૫)